સચિત્ર સ્તવન સમશ્લોકી

શ્રી સરળ

# ભગવદ્ ગીતા.

લખનાર


કાનજી કાલીદાસ જોશી.

૮૪-૯૨ કાન્હાવાડી-મુબઇ ન ૪



પ્રકાશક

મણીલાલ કે. દેશાઈ.

બી એ એલ એલ બી

ન ૧૦૦, ભુલેશ્વર-મુબઇ ન ૨

( આવૃત્તિ ૨ જી )

સ ૧૯૮૦ | પ્રત ૧૦૦૦ | સને ૧૯૨૪

કિ આઠ આના

આ પુસ્તક શ્રી કૃષ્ણ પ્રીંટીગ પ્રેસમા
રતીલાલ હરજીવન પટેલે છાપ્યુ
અને
રા મણીલાલ કે દેશાઈ, બી એ એલએલ બી એ
ન ૧૦૦, ભુલેશ્વર મુબઈમા
પ્રગટ કર્યું

# અર્પણપત્રિકા.

પૂજ્ય વડીલ કાકા **જમનાદાસ,**

આપની સનાતન ધર્મ પ્રત્યે અત્યંત લાગણી છે, વળી શ્રી ભગવદ્‌ગીતા પ્રત્યે પણ આપનો અનહદ ભાવ છે, અને આપના કર્તવ્યમા નિરંતર ભગવદ્ સ્મરણ મુખ્ય છે, તેથી શ્રી સચિત્ર સ્તવન સમશ્લોકી સરળ ભગવદ્‌ગીતાનુ આ લઘુ પુસ્તક આપને અર્પણ કરી કૃતાર્થ થાઉ છુ

ધનતેરસ,
સં ૧૯૮૦

લી૦ આજ્ઞાંકિત,
**મણીલાલ**ના પ્રણામ

# गीतातात्पर्य.



ભારતવર્ષના શાસ્ત્રોમાં શ્રી કૃષ્ણચન્દ્રના અર્જુનને રણસંગ્રામ સમયે અપાયલા ઉપદેશનો સંગ્રહ શ્રી શ્રીમત્ કૃષ્ણદ્વૈપાયન વ્યાસજીએ આ ગ્રંથને શ્રીમન્મહાભારતમાં યોજ્યો છે. ભારતવર્ષના તત્ત્વજ્ઞાનીઓએ આ ગ્રંથનો પરમ આદર કરીને એને પ્રસ્થાન કોટિમાં મૂક્યો છે. હજારો વર્ષ થયાં આ ગ્રંથે અનેક જીવોને સન્માર્ગે પ્રેર્યા છે. આ ગ્રન્થના ગુજરાતીમાં સમશ્લોકી અનુવાદો અનેક થયેલા છે. પં. **ગટ્ટુલાલજીનો** સમશ્લોકીમાં અનુવાદ તથા **કવિ નાનાલાલનો** અનુવાદ પણ ગુજરાતીમાં પ્રચલિત છે. રા. **કાનજી કાલીદાસ જોશીએ** પણ આ સમશ્લોકી અનુવાદ ગુજરાતીમાં કર્યો છે. અને તે રા. **મણીલાલ કે. દેશાઈએ** છપાવી ગીતાના સંસ્કૃતથી અજાણ વાચકવર્ગનો માર્ગ સરળ કર્યો છે.

**ગીતાનું તાત્પર્ય**-શ્રીમુખના વચનોનું તાત્પર્ય મહાનુભાવ આચાર્યોએ બહુ વિચાર પૂર્વક નક્કી કર્યું છે ગીતામાં '**सर्वान् धर्मान्-शरण व्रज** એ શ્લોકને ગીતાની કૂંચી કહી છે સર્વ પ્રભુને નિવેદન કરી પ્રભુની જ આજ્ઞાનુસાર વર્તન કરવું એ ગીતાનું મર્મ છે ભગવદાજ્ઞાનુસાર વર્તન એ ધર્મ અને તદ્વિરુદ્ધ વર્તન એ અધર્મ પ્રભુની અખંડ લીલાના નાટ્યમાં નટરૂપ જીવને મુખ્ય સૂત્રધાર પ્રભુએ જે પાઠ ભજવવાનો સોંપ્યો હોય તેજ પાઠ યથાર્થ ભજવવામાં નટનું નટપણું છે આજ તાત્પર્ય સ્વમિત્ર અર્જુનને સમજવાને પ્રભુએ ગીતા પ્રકટ કરી છે અને તે દ્વારા અખિલ વિશ્વને પરમ કલ્યાણનો માર્ગ દર્શાવ્યો છે વેદમાં ત્રૈવર્ણિકનો અધિકાર છે, તેથી શ્રીકૃષ્ણચન્દ્રે વેદાર્થનું પુનઃ સ્મરણ કરી સ્વવાણીદ્વારા ત્રૈવર્ણિકાદિ સ્ત્રીશૂદ્રાદિ અખિલ વિશ્વનું નિસંકોચ રીતે કલ્યાણ

ઝ્વાને ઉપદેશ્યો છે આ પ્રમારે ગીતારાસ્ત્ર વેદાર્થનો મ દોહ કરી તત્પ્રાપ્તિ માટે ભક્તિ અને પ્રપત્તિને અન્તમા પરમ માધન જણાવે છે, અને અર્જુન પણ પ્રભુ વચન મ્વશિરે માથે ચઢાવી '**करिष्ये वचन तव**' એમ નિગૂઢ આશયથી ભગવદાજ્ઞાના પાલનમાજ તદુપદેશની સાર્થકતા પ્રકટ કરે છે

'રનતેરમ મ ૧૯૮૦
ખખ્ખર બિલ્ડિગ,
ઠી પી ટેકરોડ, **મુબઇ**

**મૂલચન્દ્ર તુલસીદાસ
તેલીવાળા**



# પ્રસ્તાવના.

સમાજનો સાધારણ વર્ગ સસ્કૃત ભાષાથી અપરિચિત હોવાથી સસ્કૃત શ્લોકનુ ગદ્ય કરતા પદ્યમા ભાષાતર હોય તો તેનો પાઠ કરવો અને કઠે રાખવાનુ સહેલુ થઇ પડે, તેમજ મૂળ શ્લોક જે છદમા હોય તેજ છદમા ભાષાતર હોય, તો તે વધારે સરળતાથી યાદ રહે એ સ્વભાવિક છે આ કારણથી આ શ્રી સચિત્ર સ્તવન સમશ્લોકી સરળ ભગવદ્‌ગીતાનું ભાષાતર અક્ષરશ પદ્યમા સરળ ભાષામા કરી આ બીજી આવૃત્તિ જન સમાજ સમક્ષ મૂકવામા આવેછે તેમા લેખકનો મુખ્ય

હેતુ સસ્કૃત થોડુ જાણનારા અથવા ન જાણનારા સ્ત્રી, પુરુષો તેમજ બાળકોના મગજમા ગીતાના અર્થનુ રહસ્ય સરળતાથી ઉતારવાનો છે ભાષાતરમા ન છૂટકે કોઈ કોઈ સસ્કૃત શબ્દો રાખવા પડયા હતા, પણ આ બીજી આવૃત્તિમા શબ્દે શબ્દનુ ભાષાતર ફરીથી સુધારીને સાદી ગુજરાતી ભાષામા કરવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે એ પ્રયત્ન કેટલે અશે સફળ થયો છે તે તો તેના અભ્યાસીઓજ કહી શકે છતાયે એટલી તો આશા રાખી શકાય કે એનાથી અભ્યાસીજનોને અર્થ સમજવામા સરળતા થશે

શ્રીમદ્ભગવદ્ગીતાના શ્લોક મોટે ભાગે અનુષ્ટુપ વૃત્તમા છે અને ગણ્યા ગાઠયા શ્લોક ઉપજાતિ અને બીજા છદમા છે સસ્કૃત ભાષામા

વિપુલ શબ્દ ભંડારને લીધે તેમજ મૂળ લખા-
ણને લીધે છંદોનું બંધારણ બંધ બેસતું આવે
એ સ્વાભાવિક છે પણ તેનું ભાષાંતર કવિતામાં
અને તેના તેજ છંદોમાં ગુજરાતી ભાષામાં કરતાં
વારી મુશ્કેલી નડે છે, આ કારણને લીધે પહેલી
આવૃત્તિમાં રહી ગયેલી ભૂલો આ બીજી આવૃ
ત્તિમાં સુધારી છે છંદના માપ અને નિયમ
પ્રમાણે ભાષાંતર કરવાનો પ્રયત્ન કરવામાં
આવ્યો છે છતાંયે થોડી ઘણી ભૂલો રહેવા
પામી હશે તો ધ્યાન ખેંચવાથી ત્રીજી
આવૃત્તિ વખતે સુધારવાની અને સાંગોપાંગ
સરળતા જાળવવાની લેખક આશા રાખે છે

ગીતાનું પુસ્તક પવિત્ર મનાય છે અને
ભાવિકો દરરોજ તેનો પાઠ કરેછે, તેમજ
જૂદા જૂદા મતના અનુયાયીઓ પણ તેને
ઘણુંજ માન આપે છે, અને તેનો નિત્યપાઠ

કરે છે તેથી આ આવૃત્તિમા પચાયતન દેવ તથા નવગૃહાદિ બીજા દેવોના સ્તવનો, વેદમ ત્ર અને માતૃભૂમીનુ સ્તવન પણ આપ્યા છે, અને તેનુ ભાષાતર પણ કવિતામા સમશ્લોકી કરવામા આવ્યુ છે જૂદા જૂદા દેવોના સ્તવનો તથા તેમની છબીઓ ગઈ આવૃત્તિમા આપેલી હોવાથી તેનો લાભ ભગવદ ભકતોએ પ્રાત સ્મરણ અને પૂજન માટે ઘણા પ્રેમથી લીધો હતો આ આવૃત્તિમા દેવોની છબીઓ આઠ ને બદલે **સોળ** આપવામા આવી છે અને તેને માટે આ પુસ્તકના કદને અનુકૂલ તદન નવી પ્રતિમાઓ તૈયાર કરાવી હોવા છતાયે તેની કિમતમા ઉલટો ઘટાડો કર્યો છે, એથી પહેલી આવૃત્તિની માફકજ આ આવૃત્તિ ટુક વખતમાજ ખલાસ થઇ જાય તો અમે અજબ થઇશુ નહિ.

આ જાતની દેવોની પ્રતિમાઓ અને સ્તવ નોવાળી ગીતાની આવૃત્તિ ગુજરાતી ભાષામા પહેલી વાર પ્રકટ થઇ હોવાથી જાહેર વર્તમાન પત્રો અને વિદ્વાનોએ તેની મુકત કંઠે પ્રશંસા કરી છે, તેથી તેની પહેલી આવૃત્તિ ખલાસ થતાજ અનેક માગણીઓ અનેકજણ અને સંસ્થાઓ તરફથી આવવાથી આ આવૃત્તિ કાઢવાની ફરજ પડી છે આ પુસ્તકના પ્રકાશક મારા સ્નેહી ભાઇશ્રી મણીલાલ કે દેશાઈ બી એ એલ એલ બી. એ મને દરેક રીતે ઘણીજ કીમતી મદદ કરી છે તેને માટે હુ તેમનો ઘણોજ આભારી છુ તેમજ બાળજીવન માસિક પત્રના વ્યવસ્થાપક રા રા **નાગરદાસ ઈ પટેલ** તથા દેવીદાસ લલ્લુભાઇ ભણસાળીની સં પાઠશાળાના **શાસ્ત્રી રેવાશંકર મેઘજીએ**

આ પુસ્તક તૈયાર કરવામા ઘણી મારી મદદ કરી છે, તેથી તેમનો અંતઃકરણ પુર્વક આભાર માનુ છુ, અને છેવટે પરમ કૃપાળુ પ્રભુ પાસે આટલુજ માગીને વિરમુ છુ કે —

**सर्व जनाः सुखिनो भवन्तु ।**

પનતેરમ<br>સ. ૧૯[illegible] | **કાનજી કાળીદાસ જોશી**



# અનુક્રમણિકા.

# આ પુસ્તકમા આપેલી પ્રતિમાઓ

ॐ

# શ્રી સચિત્ર સ્તવન સમશ્લોકી

# સરળ ભગવદ્ગીતા.

## મંગલાચરણ

स जयति सिंधुरवदनो देवोयत्पादपंकजस्मरणम्।
वासरमणिरिव तमसांराशीन्नाशयतिविघ्नानाम् ॥

---

નાશ પામે અંધકાર, જેમ સુર્યોદય થયે,
નાશ પામે વિઘ્ન સર્વ, તેમ ગણેશ સ્મરણે.

---

## ॐ વેદ સ્તવન.

विश्वानि देव सवितर्दुरितानि परासुव ।
यद्भद्रं तन्न आसुव ॥

---

વિશ્વકર્તા અવિનાશી, પ્રકાશી દિવ્યસ્વરૂપે,
નાશ કરી સર્વ દુખો, સુખને વરસાવજે

---

# ॐ श्री इष्टदेव स्तवन.

## ध्यान.

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥
यंब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैः स्तवै-
र्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः ।
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो
यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥
प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये ।
ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥

# ॐ શ્રી ઇષ્ટદેવ સ્તવન.

## ધ્યાન

મુંગો જે તે વદે વાણી પાંગળો પર્વતે ચઢે,
જેની કૃપાવડે વંદુ પરમાનંદ માધવ
બ્રહ્મા ઇંદ્ર વરૂણ રુદ્ર મરુતો, સ્તોત્રે સ્તવે દિવ્યથી,
ગાયે અંગપદ ક્રમોપનિષદે, વેદે સદા સામકો,
દેખે ધ્યાન મહીં ડુબ્યા મન થકી, તદ્રૂપ યોગી જનો,
પામે પાર નહિ સુરાસુર ગણો, એવા પ્રભુને નમુ
ચાબુક ધર્તા, શર્ણીના ફલદાતા કલ્પવૃક્ષી,
નમુ જ્ઞાનમુદ્રા કૃષ્ણ, દોહનારા ગીતામૃત.

# श्री गणेश स्तवन.



नमस्तस्मै गणेशाय सर्वविघ्नविनाशिने ।
कार्यारम्भेषु सर्वेषु पूजितो य सुरैरपि ॥
सुमुखश्चैकदन्तश्च कपिलो गजकर्णक ।
लम्बोदरश्च विकटो विघ्ननाशो गणाधिप ॥
धूम्रकेतुर्गणाध्यक्षो भालचन्द्रो गजानन ।
द्वादशैतानि नामानि य पठेच्छृणुयादपि ॥
विद्यारम्भे विवाहे च प्रवेशे निर्गमे तथा ।
सग्रामे सकटे चैव विघ्नस्तस्य न जायते ॥
जपेद्गणपतिस्तोत्र षड्भिर्मासै फल लभेत् ।
सवत्सरेण सिद्धि च लभते नात्र सशय ॥

# શ્રી ગણેશ સ્તવન.



નમ ૐ શ્રીગણેશાય નાશ કર્તા સર્વ વિઘ્ન
આરંભમા સર્વ કાર્યે, પ્રથમ પૂજે દેવ પણ
એકદંત સુમુખો ને, કપિલો ગજકર્ણક,
લંબોદર અને વિકટો, વિઘ્નનાશો ગણાધિપ
ધૂમ્ર કેતુ ગણાધ્યક્ષ, ભાલચંદ્ર ગજાનન,
જે આ બાર જપે નામ, ભણે સુણાવે સાંભળે
વિદ્યારંભે વિવાહમા, પ્રવેશ ને પ્રયાણમા,
યુદ્ધમા આપત્તકાળે, વિઘ્ન કંઈ આવે જ ના
જપે ગણપતિ સ્તોત્ર, પામે ફળ છ માસમા,
સિદ્ધિ મળે વર્ષ થાતા, તેમા સંશય ના જરા

# श्री सरस्वती स्तवन.



शुक्ला ब्रह्मविचारसारपरमामाद्या जगव्द्यापिनीम्।
वीणापुस्तकधारिणीमभयदा जाड्यान्ध-
कारापहाम् ॥
हस्ते स्फाटिकमालिका विदधर्ति
पद्मासने संस्थिताम् ।
वदे तां परमेश्वरीं भगवतीं बुद्धिप्रदा शारदाम् ॥
नमोऽस्तु ते सरस्वति, त्रिशूलचक्रधारिणि ।
सिताबरावृते शुभे, मृगेंद्रपीठसंस्थिते ॥
सुवर्णबन्धुराधरे, सुझलरीशिरोरुहे ।
सुवर्णपद्मभूषिते, नमोस्तु ते महेश्वरि ।
यज्ञविद्या महाविद्या गुह्यविद्या च शोभने ।
आत्मविद्या च देवि त्वं विमुक्ति फलदायिनी ॥

# શ્રી સરસ્વતી સ્તવન.

ધોળા બ્રહ્મવિચારસાર પરમા આદ્યા
જગદ્ વ્યાપિની,
વીણાપુસ્તકધારિણિ અભયદા
અંધારૂ જડનાશિની,
હસ્તે સ્ફાટિકમાલીકાને ધરતી પદ્માસને બેસતી
વંદુ હું પરમેશ્વરી ભગવતી બુદ્ધિપ્રદા શારદા
નમું હું હે સરસ્વતિ, ત્રિશૂળ ચક્ર ધારિણિ
બિરાજે શ્વેતવસ્ત્રમાં, સિંહાસને બિરાજતી
સુવર્ણ બંધુરા ધરે, સુઝલ્લરી શિરોરૂહે,
સુવર્ણ પદ્મ શોભતી, નમું હું હે મહેશ્વરી
યજ્ઞવિદ્યા મહાવિદ્યા, ગુહ્યવિદ્યા સુશોભતી,
આત્મ વિદ્યા તું છે દેવી, મોક્ષ દાયિની હું નમું

# श्री महालक्ष्मी स्तवन.



नमस्तेऽस्तु महामाये, श्रीपीठे सुरपूजिते ।
शङ्खचक्रगदाहस्ते, महालक्ष्मि नमोऽस्तु ते ॥
नमस्ते गरुडारूढे, कोलासुर भयकरि ।
सर्वपापहरे देवि, महालक्ष्मि नमोस्तु ते ॥
सर्वज्ञे सर्ववरदे, सर्वदुष्टभयकरि ।
सर्वदुःखहरे देवि, महालक्ष्मि नमोस्तु ते ॥
सिद्धिबुद्धिप्रदे देवि, भुक्तिमुक्तिप्रदायिनि ।
मन्त्रमूर्ते सदा देवि, महालक्ष्मि नमोस्तु ते ॥
विश्वकर्त्री विश्वभर्त्री विश्वत्रात्री विश्वेश्वरी ।
विश्वाराध्या विश्ववाद्या महालक्ष्मि नमोऽस्तु ते ॥

# શ્રી મહાલક્ષ્મી સ્તવન.



નમુ હુ તે મહામાયા, જેને સર્વ સુરો પૂજે,
શંખ ચક્ર ગદા હસ્તે, મહાલક્ષ્મિ નમુ હુ રે
નમું હું ગરુડારૂઢી, કોલાસુર ભયંકરી,
સર્વ પાપ હરાં દેવી, મહાલક્ષ્મિ નમુ હુ રે
સર્વજ્ઞ વરદાયિની, સર્વ દુષ્ટ ભયંકરી,
સર્વ દુખો હરા દેવી, મહાલક્ષ્મિ નમુ હું રે
સિદ્ધિ બુદ્ધિ જ દેનારા, ભુક્તિ મુક્તિ જ આપતી,
મંત્ર મૂર્તિ સદા દેવિ, આદ્ય શક્તિ મહેશ્વરી
વિશ્વકર્ત્રી વિશ્વભર્ત્રી, વિશ્વત્રાત્રી વિશ્વેશ્વરી.
વિશ્વારાધ્યા વિશ્વબાહ્યા, મહાલક્ષ્મિ નમુ હુ રે

# श्रीविष्णु स्तवन.



शान्ताकार भुजगशयन पद्मनाभ सुरेशम् ।
विश्वाधार गगनसदृश मेघवर्ण शुभाङ्गम् ।
लक्ष्मीकान्त कमलनयन योगिभिर्ध्यानगम्यम ।
वन्दे विष्णु भवभयहर सर्वलोकैकनाथम् ॥

नमोस्त्वनन्ताय सहस्रमूर्तये ।
सहस्रपादाक्षिशिरोरुबाहवे ॥
सहस्रनाम्ने पुरुषाय शाश्वते ।
सहस्रकोटीयुगधारिणे नम ॥

૧૮૮ ૧૧

# શ્રી વિષ્ણુ સ્તવન.



શાન્તાકારી ભુજગશયન પદ્મનાભ સુરેશ,
વિશ્વાધારી ગગન સદૃશ, મેઘવર્ણ શુભાગ,
લક્ષ્મીકાન્ત કમલનયન. યોગિના ધ્યાનગમ્ય,
વંદુ વિષ્ણુ ભવભયહર, લોકના એક નાથ.

* * *

નમુ અનન્ત હુ સહસ્ર મૂર્તિ,
સહસ્ર ચર્ણ શિર ઊરુ બાહુ,
સહસ્ર નામે પુરુષ સનાતન,
સહસ્ર યુગો ધરતા નમુ હુ

# श्री शंकर स्तवन.



पशूना पति पापनाश परेशम् ।
गजेन्द्रस्य कृत्तिं वसान वरेण्यम् ॥
जटाजूटमध्ये स्फुरद्गाङ्गवारिन् ।
महादेवमेकं स्मरामि स्मरारिम् ॥

*　　*　　*

नमस्ते नमस्ते विभो विश्वमूत ।
नमस्ते नमस्ते चिदानन्दमूर्ते ॥
नमस्ते नमस्ते तपोयोगगम्य ।
नमस्ते नमस्ते श्रुतिज्ञानगम्य ॥

# શ્રી શંકર સ્તવન.



ભૂતોના પતિ, પાપ હર્તા મહેશ,
ગજચર્મ ધર્તા, પરમ્ શંભુ શ્રેષ્ઠ,
જટા મધ્ય ગંગા, જળ શ્રેષ્ઠ સ્ફુર્યું,
મહાદેવ એક સ્મરૂં હું સ્મરૂં હું

* * *

નમુ હું નમું હું, વિભુ વિશ્વમૂર્તિ,
નમુ હું નમુ હું, ચિદાનંદમૂર્તિ,
નમું હું નમુ હું, તપ યોગગમ્ય,
નમુ હું નમુ હું, શ્રુતિજ્ઞાનગમ્ય

# श्री सूर्य स्तवन,



नमोस्तु सूर्याय नमोस्तु भानवे ।
नमोस्तु वैश्वानर जातवेदसे ॥
ममैतदर्घ्यं प्रतिगृह्ण देव ।
देवाधिदेवाय नमो नमस्ते ॥

*  *  *

त्वमेव माता च पिता त्वमेव ।
त्वमेव बन्धुश्च सखा त्वमेव ॥
त्वमेव विद्या द्रविण त्वमेव ।
त्वमेव सर्व मम देवदेव ॥

# શ્રી સૂર્ય સ્તવન.



સૂર્યને નમુ ભાનુને નમુ હુ,
વૈશ્વાનર જાતવેદે નમુ હુ,
સ્વિકારો અર્ધ્ય મુજ દેવ દેવ,
હે દેવના દેવ ભાનુ નમુ હું

*　　*　　*

તમે છો માતા ને પિતા તમે છો,
તમે છો બધુ ને સખા તમે છો,
તમે છો વિદ્યા ધન પણ તમે છો,
તમે છો સર્વ મુજ દેવ દેવ

# श्री देवी स्तवन.



अनन्तरूपिणी लक्ष्मीरपारगुणसागरी ।

अणिमादिसिद्धिदात्री शिरसा प्रणमाम्यहम ॥

आपदुद्धारिणी त्व हि आद्या शक्ति शुभापरा ।

आद्या आनन्ददात्री च शिरसा प्रणमाम्यहम ॥

जगन्माता जगत्कर्त्री जगदाधाररूपिणी ।

जयप्रदा जानकी च शिरसा प्रणमाम्यहम् ॥

अन्नपूर्णे सदापूर्णे शंकरप्राणवल्लभे ।

ज्ञान वैराग्य सिद्ध्यर्थं भिक्षान्देहि च पार्वति ॥

या देवी सर्वभूतेषु शक्तिरूपेण संस्थिता ।

नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनम ॥

# શ્રી દેવી સ્તવન.



અનંત રૂપિણી લક્ષ્મી, અપાર ગુણ સાગરી,
અણિમાદિ સિદ્ધિને દ્યો, વંદુ શિર નમાવી હું
હે આપત ઉદ્ધારિણી તમે માતા આદ્ય શકિત,
કલ્યાણી આનંદદાતા, વંદુ શિર નમાવી હું
જગમાતા જગકર્ત્રી, દેવી જગત ધારિણી,
જયદાતા જાનકી હે, વંદુ શિર નમાવી હું
અન્નપુર્ણા સદાપૂર્ણા, શંકર પ્રાણ વલ્લભા,
જ્ઞાન વૈરાગ્યને માટે, ભીખ માગું હું પાર્વતિ.
જે દેવી સર્વ ભૂતોમા, શકિતરૂપે વસી રહી,
નમુ તેને નમું તેને, નમું તેને નમું નમું

१८

# श्री राम स्तवन.

—— ० ——

श्रीराम राम रघुनन्दन राम राम ।
श्रीराम राम भरताग्रज राम राम ॥
श्रीराम राम रणकर्कश राम राम ।
श्रीराम राम शरणं भव राम राम ॥

श्रीरामचन्द्रचरणौ मनसा स्मरामि ।
श्रीरामचन्द्रचरणौ वचसा गृणामि ॥
श्रीरामचन्द्रचरणौ शिरसा नमामि ।
श्रीरामचन्द्रचरणौ शरणं प्रपद्ये ॥

૧૯

# શ્રી રામ સ્તવન.



શ્રી રામ રામ રઘુનંદન રામ રામ,
શ્રી રામ રામ ભરતાગ્રજ રામ રામ,
શ્રી રામ રામ રણકર્કશ રામ રામ,
શ્રી રામચંદ્ર શરણે હું છું રામ રામ.

શ્રી રામચંદ્ર ચરણો મનમાં સ્મરૂં હું,
શ્રી રામચંદ્ર ચરણો વચને વદું હું.
શ્રી રામચંદ્ર ચરણો શિરથી નમું હું,
શ્રી રામચંદ્ર ચરણો શરણે રહું હું.

# श्री कृष्ण स्तवन.

हा नाथ हा कृपानाथ गोपीनाथ दयानिधे।
व्रजनाथ रमानाथ निजनाथ जगत्पते॥
गोकुलाधीश गोपीश व्रजाधीश व्रजप्रिय।
व्रजानंद निजानंद गोकुलानंद गोप्रिय॥
हा कृष्ण हा दयासिंधो हा राधावर सुंदर।
दीनेषु सततं श्रीमन्निजाचार्याऽऽश्रितेषु च॥
दुष्टेषु दोषपुष्टेषु भाग्यमुष्टेषु मत्प्रभो।
नि साधनेषून्मतिषु दया कुरु दया कुरु॥
[illegible] ुत देव कंसचाणूरमर्दनम्।
[illegible] ानंद कृष्ण वंदे जगद्गुरुम्।

# શ્રી કૃષ્ણ સ્તવન.



હે નાથ હે કૃપાનાથ, ગોપીનાથ દયાનિધિ,
વ્રજનાથ રમાનાથ, નિજનાથ જગત્પતિ
ગોકુળાધીશ ગોપીશ, વ્રજાધીશ વ્રજપ્રિય,
વ્રજાનંદ નિત્યાનંદ, ગોકુળાનંદ ગોપ્રિય
હે કૃષ્ણ હે દયાસિંધુ, હે રાધાવર સુંદર,
દીન આચાર્ય આશ્રિત, દયા કરો દયા કરો
ભરેલો દુષ્ટ દોષોથી, અભાગિયો દુષ્ટમતિ,
પ્રભુ હું છું પરાધીન, દયા કરો દયા કરો.
વસુદેવપુત્ર દેવ, કંસ ચાણુર મારતા
દેવકી પરમાનંદ, વંદુ કૃષ્ણ જગત્ ગુરુ,

# श्री नाथजी स्तवन.



श्रीनाथ सर्वदा स्मर्य सर्वलीलासमन्वित ।
भक्तैकहृदयस्थायी सकल पुरुषोत्तम ॥
अस्माक साधनं साध्य श्रीनाथ शरण मम ।
सपत्स्वापत्स्वपि सदा स्वाचार्यचरणोदितम् ॥
श्रीमदाचार्यकृपया तिष्ठति स्वगृहे नाथ ।
एवविध सदा हस्ते योगिन पारदो यथा ॥
सर्वदा सर्वभावैकहेतुभूतेषु सर्वथा
श्रीनाथजीचरणेषु स्थाप्यता तन्मय मन ॥
अमदपरमानदो निजानदो श्रेयस्थित ।
स्वरूपानददाता च श्रीनाथ शरण मम ॥

# શ્રીનાથજી સ્તવન.



સ્મરૂ શ્રીનાથજી નિત્ય, મર્વ લીલા બનાવીને
ભક્તને હૃદયે સ્થાપી, શ્રી કૃષ્ણ પુરૂષોત્તમે
બ્રહ્મસ્મરણ આ મંત્ર, "શ્રીનાથ શરણ મમ"
સુખ દુઃખે સદા વદુ, આચાર્ય મહા પ્રભુને
શ્રી વલ્લભ કૃપાથી જ, નાથ બિરાજે સ્વગૃહે
જેમ યોગી ભરે પારો, સાવધાને ભજો તમે
સર્વદા સર્વ ભાવેથી, હેતુભૂત શ્રીનાથને,
ચરણે મન તન્મય, કરી સ્થાપો સર્વથા.
અધિક પરમાનંદ નિજાનંદ સુખદાતા
સ્વરૂપાનંદ દાતા છો, "શ્રી નાથ શરણ મમ"

# श्री दत्तात्रय स्तवन.

—— ० ——

ब्रह्मा मुरारिस्त्रिपुरान्तकारी ।
भानु शशी भूमिसुतो बुधश्च ॥
गुरुश्च शुक्र शनिराहुकेतव ।
कुर्वन्तु सर्वे मम सुप्रभातम् ॥

जटाधरं पाण्डुरङ्गं शूलहस्तं कृपानिधिम ।
सर्वरोगहर देवं दत्तात्रेयमहं भजे ॥
जगदुत्पत्तिकर्त्रे च स्थितिसंहारहेतवे ।
भवपाशविमुक्ताय दत्तात्रेय नमोऽस्तु ते ॥
जराजन्मविनाशाय देहशुद्धिकराय च ।
दिगम्बर दयामूर्ते दत्तात्रेय नमोस्तुते ॥

# શ્રી દત્તાત્રય સ્તવન.



બ્રહ્મા મુરારી ત્રિપુરાતકારી,
ભાનુ શશિ મંગળ બુધ ભારી,
ગુરુને શુક્ર શનિ રાહુ કેતુ,
સરવે કરોને મુજ સુપ્રભાત

પાંડુરંગી જટાધારી, શૂલ હાથે કૃપાનિધિ,
સવ રોગ હર્તા દેવ, ૐ દત્તાત્રય હું ભજું
જગત ઉત્પન્ન કર્તા, સ્થિતિ સંહાર હેતુ છો,
ભવપાશ તારનાર, ૐ દત્તાત્રય હું નમું
નાશકર્તા જરા જન્મ, કરનારા દેહ શુદ્ધિ,
દિગંબર દયામૂર્તિ, ૐ દત્તાત્રય હું નમું

# श्री हनुमान स्तवन.



मनोजव मारुततुल्यवेग ।
जितेन्द्रिय बुद्धिमता वरिष्ठम् ॥
वातात्मज वानरयूथमुख्य ।
श्रीरामदूत शरण प्रपद्ये ॥

वज्राङ्ग पिङ्गकेशाढ्य स्वर्णकुण्डलमण्डितम ।
नियुद्धमुपसङ्क्रम्य पारावारपराक्रमम् ॥
वामहस्ते गदायुक्त पाशहस्त कमण्डलुम् ।
ऊर्ध्वदक्षिणदोर्दण्ड हनुमन्त विचिन्तयेत् ॥

२७

# શ્રી હનુમાન સ્તવન.



મન વેગ જેવી વાયુ ગતિ છો,
જીતેંદ્રિય બુદ્ધિમતા વરિષ્ટ,
વાયુ પુત્ર વાનરજૂથ મૂખ્ય,
શ્રી રામદૂત શરણે રહુ હુ

---

વજ્ર અંગી પિંગ કેશી, સ્વર્ણ કુંડલ શોભતા
નિયુદ્ધ ઉપસંહારી, પારાવાર પરાક્રમી
વામ હસ્તે ગદાધારી, પાશ હસ્તે કમંડલુ
ખભાપરે ગદાધારી, હનુમાનને હુ નમુ

# श्री नवग्रह स्तवन.



जपाकुसुमसकाश काश्यपेय महाद्युतिम ।
नमोरि सर्वपापघ्न प्रणतोऽस्मि दिवाकरम ॥
दधिशखतुषाराभ क्षीरोदार्णवसभवम ।
नमामि शशिन सोम शभोर्मुकुटभूषणम ॥
धरणीगर्भसभूत विद्युत्कान्तिसमप्रभम ।
कुमार शक्तिहस्त च मङ्गल प्रणमाम्यहम ॥
प्रियगुकलिकाश्याम रूपेणाप्रतिम बुधम् ।
सौम्य सौम्यगुणोपेत त बुध प्रणमाम्यहम् ॥
देवाना च ऋषीणा च गुरु काचनसन्निभम् ।
बुद्धिभूत त्रिलोकेश त नमामि बृहस्पतिम् ॥

# શ્રી નવગ્રહ સ્તવન.

—— ० ——

જાસ્વતિના ફૂલ જેવા, તેજસ્વી કશ્યપ સુત
હર્તા અજ્ઞાન અંધારૂ, નમુ હુ હે **દિવાકર,**
શંખ હિમ દહી જેવા, મળેલા શ્વેત સમુદ્રે,
શણગાર શંભુ શિર, સોમ **ચંદ્ર**ને હુ નમુ
પ્રગટેલા પૃથ્વી ગર્ભે, વિજળી સમ કાન્તિ છે,
આયુધધારી કુમાર શકિત **મંગળ** નમુ હુ
છે પ્રિયંગ સમા શ્યામ, રૂપવાળા અનૂપમ,
ગુણે શ્રેષ્ઠ બુદ્ધિમાન, **બુધ** ચંદ્રસુત નમુ
ગુરુદેવ ઋષિયોના, ને સોના સમ શોભતા,
બુદ્ધિભૂત ત્રિલોકેશ હુ નમુ છુ **બૃહસ્પતિ.**

हिमकुन्दमृणालाभ दैत्यानां परम गुरुम् ।
सर्वशास्त्रप्रवक्तार भार्गव प्रणमाम्यहम् ॥
नीलांजनसमाभास रविपुत्र यमाग्रजम् ।
छायामार्तंडसम्भूत त नमामि शनैश्चरम् ॥
अर्धकाय महावीर्यं चद्रादित्यविमर्दनम्
सिंहिकागर्भसभूत त राहु प्रणमाम्यहम् ॥
पलाशपुष्पसकाशं तारकाग्रहमस्तकम् ।
रौद्र रौद्रात्मक घोर त केतु प्रणमाम्यहम् ॥

## श्री शनिदेवनो वेदोक्त मंत्र

ॐशन्नो देवी रभिष्टय आपो भवन्तु
पीतये । श यो रभिस्रवन्तु न ॥

હિમ કુન્દ મૃણાલાભ, દૈત્યોના પરમ ગુરૂ,
સર્વ શાસ્ત્ર બોલનાગ, એવા **શુક્ર**ને હુ નમુ.
નિલાજન સમી કાન્તિ, સૂર્ય પુત્ર યમ બધુ,
છાયા સૂર્યથી જન્મેલા, **શનૈશ્ચર**ને હુ નમુ
પરાક્રમી અર્ધ દેહી, ચદ્ર સૂર્યને પીડતા,
જન્મેલા સિહિકા ગર્ભે, એવા **રાહુ**ને હુ નમું
કેસુડાના સમા રૂપે, તારા ગ્રહના મસ્તક,
રુદ્રરૂપ ભયકર, રૌદ્ર **કેતુ**ને હુ નમુ

## શ્રી શનિદેવનો વેદોકત મત્ર.

દિવ્યદેવ અમો સૌને, સહાયક રક્ષક થૈ,
શાન્તિ નિરોગતા આપો, શક્તિ દુખ સહનની

ॐ

# श्री गायत्री मंत्र.

---

ॐ भूर्भुव स्व । ॐ तत्सवितुर्वरेण्यभर्गो देवस्य
धीमहि । धियो यो न प्रचोदयात् ॥

સત્ ચિદાનંદ પ્રભુના, શ્રેષ્ટ તેજનું ધ્યાન આ,
ધરીયે જે વડે આને, પ્રેરે શ્રેષ્ટ બુદ્ધિ અહું

# श्री मातृभूमि स्तवन.

नमामि भारति मातस्त्वंतत्राया सदाशिवना ।
त्वामिच्छाम्यहं द्रष्टुं बद्धा निगडबन्धनैः ॥

નમું હું ભારતિ માતા, સ્વતંત્ર જે સદા રહી,
ન જોવા હું તુને ઇચ્છુ, બેડીથી જકડાયલી

वंदे मातरमव्यक्ता व्यक्ता च जननीं पराम् ।
दीनोऽहं बालकं कांक्षे सेवा जन्मनि जन्मनि ॥

વંદુ અદ્રશ્ય માતા હું, દ્રશ્યા હે જનની મુજ,
બાળક દીન હું ઇચ્છુ, સેવા જન્મો જન્મ તુજ.



ॐ

श्री सचित्र स्तवन समश्लोकी

# સરળ ભગવદ્ ગીતા.

## ગીતા મહાત્મ.

भगवन्परमेशान भक्तिरव्यभिचारिणी ।
प्रारब्धं भुज्यमानस्य कथं भवति हे प्रभो ॥

હે ભગવાન ! હે પ્રભુ ! ભક્તિ અનન્ય આપની,
પ્રારબ્ધ કર્મ ભોક્તાને, મળે પ્રભુ ! કેમે કરી–૧

प्रारब्धं भुज्यमानो हि गीताभ्यासरतः सदा ।
स मुक्तः स सुखी लोके कर्मणा नोपलिप्यते ॥

ભોક્તા પ્રારબ્ધ પણ જે, ગીતા પાઠ નિત્યે કરે,
તે સુખી મુક્ત આ લોકે, લેપાય કર્મે ના ખરે–૨

**महापापादिपापानि गीताध्यानं करोति चेत् ।**
**क्वचित्स्पर्शं न कुर्वंति नलिनीदलमम्बुवत् ॥**

ન કમળ પત્રે જળ, જેમ સ્પર્શ જરા કરે,
ગીતા ધ્યાને ન તેમજ, મહા પાપ કદી ફરે—૩

**गीतायाः पुस्तकं यत्र यत्र पाठः प्रवर्त्तते ।**
**तत्र सर्वाणि तीर्थानि प्रयागादीनि तत्र वै ॥**

ગીતા પોથી જહા હોય, ને પાઠ જ્યા જ્યા થાય છે,
ત્યા આગળ સર્વ તીર્થો, પ્રયાગ આદિ જાય છે—૪

**सर्वे देवाश्च ऋषयो योगिनः पन्नगाश्च ये ।**
**गोपाला गोपिका वापि नारदोद्धवपार्षदैः ।**
**सहायो जायते शीघ्रं यत्र गीता प्रवर्त्तते ॥**

સર્વ દેવો ઋષિઓને, યોગીઓને નાગ સૌ,
ગોપી ગોપાલ પાર્ષદ નારદ ને ઉંધવ સૌ,
પ્રવર્તે જ્યા ગીતા ત્યાહી, સાય કરવા જાય સૌ—૫

यत्र गीताविचारश्च पठन पाठनं श्रुतम् ।
तत्राहं निश्चितं पृथ्वि निवसामि सदैव हि ॥

ગીતા વિચાર જ્યા ચાલે, ભણે ભણાવે સાભળે.
તે જગામા રહુ નક્કી, હુ વાસો સદા કરીને–૬

गीताश्रयेऽहं तिष्ठामि गीता मे चोत्तमं गृहम् ।
गीताज्ञानमुपाश्रित्य त्रींल्लोकान्पालयाम्यहम् ॥

ગીતાશ્રયે રહુ હુ ને, ગીતા શ્રેષ્ટ ઘર ગણુ,
ગીતા જ્ઞાન ગ્રહે તેને, ત્રિલોકે પાવન કરુ–૭

गीता मे परमा विद्या ब्रह्मरूपा न संशयः ।
अर्धमात्राक्षरा नित्या स्वानिर्वाच्यपदात्मिका ॥

ગીતા મારી પરમ્ વિદ્યા, બ્રહ્મરૂપ શકા નથી,
અર્ધમાત્રા અવિનાશી, નિત્ય ગૂઢ પદાળિ જે–૮

चिदानंदेन कृष्णेन प्रोक्ता स्वमुखतोऽर्जुनम् ।
वेदत्रयी परानंदा तत्त्वार्थज्ञानसंयुता ॥

શ્રી કૃષ્ણ પરમાત્માએ, મુખે કહી અર્જુનને,
ત્રિવેદ રૂપ આનંદી પૂર્ણ જ્ઞાને, તત્ત્વ, અર્થે—૯

योऽष्टादशजपो नित्यं नरो निश्चलमानसः ।
ज्ञानसिद्धिं स लभते ततो याति परं पदम् ॥

મન નિશ્ચળ ગીતાના, અઢાર અધ્યાયો પઢે,
તે પામે જ્ઞાન સિદ્ધિને, જાય તે પરમ પદે—૧૦

पाठेऽसमर्थः संपूर्णे ततोऽर्धं पाठमाचरेत् ।
तदा गोदानजं पुण्य लभते नात्र संशयः ॥

પાઠ સર્વ બને ન તો, પાઠ અર્ધો જે કરે,
મળે છે ફળ ગોદાન, તેમા ન સશય જરે—૧૧

**त्रिभागं पठमानस्तु गंगास्नानफलं लभेत् ।**
**षडंशं जपमानस्तु सोमयागफलं लभेत् ॥**

ત્રીજે ભાગે કરે પાઠ, પામે ગંગા સ્નાન ફળ,
છઠ્ઠા ભાગે કરે પાઠ, પામે સોમ યજ્ઞ ફળ-૧૭

**एकाध्यायं तु यो नित्य पठते भक्तिसंयुतः ।**
**रुद्रलोकमवाप्नोति गणो भूत्वा वसेच्चिरम् ॥**

એક અધ્યાય જે નિત્ય, શ્રદ્ધાથી ભક્તિ કરે,
તે પામે છે રુદ્રલોક, ગણ થઇને તે રહે-૧૮

**अध्यायं श्लोकपादं वा नित्यं यः पठते नरः ।**
**यावन्मन्वतर याति नरतां स वसुंधरे ॥**

અધ્યાય શ્લોક એકજ, ચરણ પાઠ જે કરે,
તે મન્વતર પામે છે, આ લોકે મનુષ્યત્વને-૧૪

गीतायाः श्लोकदशकं सप्त पंच च चतुष्टयम् ।
द्वौ त्रीनेकं तदर्द्धं वा श्लोकानां यः पठेन्नरः ॥

ચાર પાંચ છ ને સાત, આઠ નવ દશ પઢે,
અથવા ત્રણ બે એક, કે અર્ધો શ્લોક જે-૧૫

चंद्रलोकमवाप्नोति वर्षाणामयुतं ध्रुवम् ।
गीतापाठसमायुक्तो मृतो मानुषतां व्रजेत् ॥

ચંદ્રલોક મળે તેને, દશ હજાર વર્ષ તે,
અવશ્ય મરતા પામે, મનુષ્યત્વ ગીતા પઢે-૧૬

गीताभ्यासं पुनः कृत्वा लभते मुक्तिमुत्तमाम् ।
गीतेत्युच्चारसंयुक्तो म्रियमाणो गतिं लभेत् ॥

ફરી ગીતા ફરી પાઠે, મોક્ષ પદ પામેજ તે,
બોલનારો શબ્દ ગીતા, પામે છે તે સદ્ગતિને-૧૭

गीतार्थश्रवसासक्तो महापापयुतोऽपि वा ।
वैकुंठं समवाप्नोति विष्णुना सह मोदते ॥

પ્રીતિ સાંભળવા ગીતા, જન પાપી છતા પણ,
વૈકુંઠમાં વિષ્ણુ સાથે, કરે તે સુખે ગમન–૧૮

गीतार्थ ध्यायते नित्यं कृत्वा कर्माणि भूरिशः
जीवन्मुक्तः स विज्ञेयो देहांते परम पदम् ॥

ગીતા અર્થે ધરે ધ્યાન, અનેક કર્મો કરીને,
જાણવો જીવન મુક્ત, પામે પદ પરમ તે–૧૯

गीतामाश्रित्य बहवो भूभुजो जनकादयः ।
निर्धूतकल्मषा लोके गीता याताः परं पदम् ॥

ગીતા પાઠ કરી સર્વે, જનક આદિ રાજવી,
પાપ રહિત આ લોકે, મોક્ષ પામ્યા સૌ માનવી ૨

गीतायाः पठनं कृत्वा माहात्म्यं नैव यः पठेत् ।
वृथा पाठो भवेत्तस्य श्रम एव ह्युदाहृतः ॥

જે ગીતાનો કરી પાઠ, મહાત્મ પાઠ ન કરે,
તેનો થાય વૃથા પાઠ, વૃથા પ્રયત્ની તે બને—૨૧

एतन्माहात्म्यसंयुक्तं गीताभ्यासं करोति यः ।
स तत्फलमवाप्नोति दुर्लभां गतिमाप्नुयात् ॥

આ મહાત્મ સહિત જે, ગીતા અભ્યાસ જે કરે,
કહેલા ફળ મેળવી, દુર્લભ ગતિને મળે—૨૨

माहात्म्यमेतद्गीताया मया प्रोक्तं सनातनम् ।
गीतांते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत् ॥

ગીતા તણું મહાત્મ આ, સનાતન જે મે કર્યું
ગીતા અંતે પઢે જેઓ, કથ્યા મળે ફળી સહુ—૨૩

**ગીતા મહાત્મ સમાપ્ત**

ૐ

# શ્રી સચિત્ર સ્તવન સમશ્લોકી

# સરળ ભગવદ્ ગીતા

## अध्याय पहेलो.

### અર્જુનવિષાદયોગ

धृतराष्ट्र उवाच ।

**धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।**
**मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥**

ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે, યુદ્ધ ઇચ્છાએ જ્યા મળ્યા,
મારા ને પાંડુના પુત્રો, શું કરે સંજય તદા-૧

संजय उवाच ।

**दृष्ट्वा तु पाण्डवानीकं व्यूढं दुर्योधनस्तदा ।**
**आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥**

જોઈ રણે વ્યવસ્થિત, પાંડુ સેના દુર્યોધને,
દ્રોણાચાર્ય ગુરુ પાસ, રાજા બોલ્યા વચન જૈ-૨

**पश्यैतां पाण्डुपुत्राणामाचार्य महतीं चमूम् ।**
**व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥**

જુઓ પાંડુ પુત્રોની આ, બુદ્ધિમાન તવ શિષ્યે,
જુઓ આચાર્ય સેના આ, મોટી રચેલી આ દિસે-૩

**अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।**
**युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥**

ભીમાર્જુન સમા શૂરા, ધનુષ્ય બાણો સહિત,
છે વિરાટ મહારથી, દ્રુપદ યુદ્ધે નિપુણ-૪

**धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।**
**पुरुजित्कुन्तिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥**

ચેકીતાન ધૃષ્ટકેતુ, કાશી રાજા પરાક્રમી,
કુંતિભોજ પુરૂજિત, નરોમાં શ્રેષ્ઠ શૈબ્ય જે-૫

युधामन्युश्च विक्रान्त उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥

દ્રૌપદી કે મહારથી, સુભદ્રાનો પુત્ર બળી,
ઉત્તમૌજા અભિમન્યુ, સુધામન્યુ મહા બળી–૬

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥

શ્રેષ્ઠ બ્રાહ્મણમા એવા, આપ ઉત્તમ છો બહુ,
તુ નામ મમ સેનાના, મુખ્ય નાયકના કહુ–૭

भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिर्जयद्रथः ॥

આપ ભિષ્મ યુધ્ધે કર્ણ, કૃપાચાર્ય છે કુશળ,
વિકર્ણ ને અશ્વસ્થામા, ભુરિશ્રવા જયદ્રથ–૮

अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥

શૂરા જે યુદ્ધે શૂરા, પ્રાણદાતા અન્ય બહુ,
વિવિધ વિધ સજી શસ્ત્રો, જાણનાર જે બહુ–૯

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥

અપર્ણું આપણું સૈન્ય ભિષ્મથી પામેલ રક્ષા,
સંપૂર્ણ તેમનું સૈન્ય, ભીમ તેની કરે રક્ષા–૧૦

अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।
भीष्ममेवाभिरक्षन्तु भवन्तः सर्व एव हि ॥

સર્વ રસ્તા જતા માંહે, ઊભા રહી નિજ જગે,
સૌ યોદ્ધાઓ ઉભેલાને ભિષ્મ રક્ષા ગો ચગે–૧૧

सजय उवाच ।

तस्य संजनयन् हर्षं कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः शङ्खं दध्मौ प्रतापवान् ॥

ભિષ્મપિતા વયોવૃદ્ધ, શંખની સિંહગર્જના,
કરે આનંદ માટે તે, પ્રતાપી દુર્યોધનના—૧૨

ततः शङ्खाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यन्त स शब्दस्तुमुलोऽभवत् ॥

શંખ ભેરી નગારાં ને, ઝાંઝ રણશીંગાં ફુંકે,
વાગવા સહુ માંડ્યા, મોટો ઘોષ ત્યારે મુકે—૧૩

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यन्दने स्थितौ ।
माधवः पांडवश्चैव दिव्यौ शङ्खौ प्रदध्मतुः ॥

શ્વેત ઘોડા રથે શોભે, કૃષ્ણ અર્જુન બેઉ જે,
નિજ નિજ દીવ્ય શંખો, નેમણે ફુંક્યા જ તે-૧૪

**पाञ्चजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।**
**पौण्ड्रं दध्मौ महाशंख भीमकर्मा वृकोदरः ॥**

પાંચજન્યજ શ્રી કૃષ્ણે, અર્જુને દેવદત્તને,
ભયંકર કર્મી ભીમે, શંખ પૌંડ્ર ફુંક્યા અને-૧૫

**अनन्तविजयं राजा कुन्तीपुत्रो युधिष्ठिरः ।**
**नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥**

કુંતિપુત્ર યુધિષ્ઠિરે, શંખ અનંતવિજય
નકુળ સહદેવે તો, સુઘોષ મણિ પુષ્પક-૧૬

**काश्यश्च परमेष्वासः शिखण्डी च महारथः ।**
**धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥**

કાશી રાજા મહાધન્વા, શિખંડી છે મહારથી,
ધૃષ્ટદ્યુમ્ન વિરાટ, અપરાજિત સાત્યકી ૧૭

द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शङ्खान्दध्मुः पृथक्पृथक् ॥

મહા બળી અભિમન્યુ, દ્રુપદ દ્રૌપદી પુત્રે,
જુદા જુદા શંખો ફુંક્યા, હે 'રાજન' ત્યા સર્વએ ૧૮

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥

નભ પૃથ્વી ગજાવે એ, શંખો કેરી પ્રતિધ્વની,
કાળજા કૌરવોના તે, ચીરી નાખે તે ઘોષથી-૧૯

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वज ।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पाण्डवः ॥

વ્યવસ્થિત યુધ્ધે જોઈ, કૌરવો ને અરજુને,
પ્રવૃત્ત થૈ યુધ્ધ કાળે, ધનુષ્યને ઉપાડીને-૨૦

हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।

अर्जुन उवाच ।

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥

કૃષ્ણ પ્રત્યે કહે વાક્ય, ત્યાજ આવા મહિપતી,
બન્ને સેના મધ્ય રાખો, રથને જગનપતી-૨૧

यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥

ઉભા યુંધ ઇચ્છાથી જે, હુ બરાબર જોઉ સૌ,
રણસંગ્રામમાં સંગે, કોણ લડવા ઇચ્છુ-૨૨

योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥

ગેરવાનુ ભલુ ઇચ્છી, કોણ ઉભા છે યુંધમા,
જોઉ હુ તો શૂરા સવ, દુર્બુધિ દુર્યોધનના-૨૩

संजय उवाच ।

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥

અર્જુનના કહેવાથી, હે ધૃતરાષ્ટ્ર ' શ્રી કૃષ્ણે,
શ્રેષ્ઠ રથ મૂક્યો ત્યારે, બેઉ સેના મધ્યપણે-૨૪

भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥

સમસ્ત અન્ય રાજાની ભિષ્મ દ્રોણ સન્મુખે,
વદે કૃષ્ણ જુઓ॰ પાર્થ, કૌરવ સેનાને સુખે-૨૫

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा

અર્જુને ત્યાં નિહાળ્યા સૌ, મામા દાદા ભાઈ ગુરુ,
પુત્ર પૌત્ર મિત્ર ભેરુ, એકઠા થયેલા સહુ-૨૬

**श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।**
**तान्समीक्ष्य स कौन्तेयः सर्वान्बन्धूनवस्थितान् ॥**

સસરાઓ સ્વજનો મિત્ર, જોઈ બન્ને સેના મહીં,
ત્યાં સમસ્ત સર્વ બંધુ, જોઈ કુંતિ અર્જુને–૨૭

**अर्जुन उवाच ।**

**कृपया परयाऽऽविष्टो विषीदन्निदमब्रवीत् ।**
**दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥**

થઈ પરમ દયા યુક્ત, આમ ખેદ પામી વદે,
કૃષ્ણ! આ બધા ઊભા સ્વજન લાગે મોખરે–૨૮

**सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति ।**
**वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥**

અંગ ઢીલું થયું મારું, મુખ સુકાઈ જાય છે,
ધ્રુજારી શરીરે છૂટે, ઊભા રુવાડા થાય છે–૨૯

गाण्डीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥

પડે છે સરી ગાંડીવ, દાહ સર્વાંગે થાય છે,
અશક્ત હું ઉભો રે'તાં, મન ભ્રમ શો થાય છે–૩૦

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥

માનજો હે કૃષ્ણ ! સાચું, અપશુકન થાય છે,
હણી સગાં યુદ્ધ માંહે, તે ન કંઈ કલ્યાણ છે–૩૧

न काङ्क्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च
किं नो राज्येन गोविन्द किं भोगैर्जीवितेन वा

ન ઇચ્છું રાજ કે જય, સુખ કંઈ ન તે થકી,
ગોવિંદ ! રાજભોગે શું ? શું અમને જીવનથી ? ૩૨

येषामर्थे काङ्क्षितं नो राज्यं भोगाः सुखानि च
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च

જેને માટે ઇચ્છું રાજ્ય, ભોગ વળી ને સુખો,
સર્વ યુદ્ધ મહીં ઊભા, તજી પ્રાણ ને ધન તો.૩૩

आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः सबन्धिनस्तथा

પિતા પુત્રો અને પૌત્રો, આચાર્યો ને પિતામહો,
સસરાઓ અને શાળા, તેમજ સામ્બન્ધિઓ ૩૪

एतान्न हन्तुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ।
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥

ત્રિલોકનું મને રાજ્ય, મળે હણે મને ભલે,
ન ઇચ્છું હણવા તેને, તો શું પૃથ્વી મળે?–૩૫

निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन ।
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥

ધાર્તરાષ્ટ્રો હણીને શું ? પ્રીતિ થાય જનાર્દન !
આતતાયિ હણીને તો, પાપ લાગે જ અમને-૩૬

तस्मान्नार्हा वयं हन्तुं धार्तराष्ट्रान्स्वबान्धवान् ।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥

તે માટે અઘટિત છે હણવા એ સ્વબંધુને
શું ? સુખી થઈએ કૃષ્ણ ! એ સ્વજનને મારીને-૩૭

यद्यप्येते न पश्यन्ति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥

ન જાણે પાપ કૌરવ, લોભ બુદ્ધિ મલીનમાં,
દોષ કુલક્ષયે શું છે ? પાપ શું ? મિત્રદ્રોહમાં ૩૮

**कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।**
**कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥**

શકીએ કેમ જાણી ન, અમે પાપ નિવર્તવા,
કુળ ક્ષયે થતા દોષો, કૃષ્ણ! અમ જોનારા આ ૩૯

**कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः ।**
**धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥**

કુળધર્મો સનાતન, નાશ પામે કુળક્ષયે,
ધર્મ નષ્ટે સર્વ કુળ, નાશ કરે અધર્મ તે-૪૦

**अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः ।**
**स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥**

કુળસ્ત્રીઓ દુરાચારી, વેરાન અધર્મે બને,
પછી દુષ્ટ સ્ત્રીઓ માંહે, વર્ણસંકરજ જન્મે-૪૧

**सकरो नरकायैव कुलघ्नाना कुलस्य च ।**
**पतन्ति पितरो ह्येषा लुप्तपिण्डोदकक्रियाः ॥**

વર્ણસંકર નાખે નર્કે, કુળી અને કુળઘ્નને,
ક્રિયા પીંડ વિના પિતૃ, નર્કે જાય અતર્પણે—૪૨

**दोषैरेतैः कुलघ्नाना वर्णसकरकारकैः ।**
**उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥**

વર્ણસંકરકારના, દોષે કુળનાશકના,
જાતિધર્મો મહા નષ્ટ, કુળધર્મો થાય સદા—૪૩

**उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।**
**नरके नियत वासो भवतीत्यनुशुश्रुम ॥**

નષ્ટ કુળ ધર્મી જન, નર્ક વાસજ થાય તે,
સાંભળ્યુ હે જનાર્દન! એવું નક્કી ખરે અમે ૪૪

**अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।**
**यद्राज्यसुखलोभेन हन्तुं स्वजनमुद्यताः ॥**

મોટા પાપ અરે ! હા ! હા ! તૈયાર કરવા અમે,
કે રાજ્ય સુખના લોભે, સ્વજનો હણવા ગમે ! ૪૫

**यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।**
**धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥**

નહિ સામો થનારો હું, ને શસ્ત્ર વિનાનો મને,
કૌરવો શસ્ત્ર ધારી જો, મારે તો કલ્યાણ રહે-૪૬

**संजय उवाच ।**

**एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।**
**विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥**

એ પ્રમાણે કહી બેઠા, અર્જુન મધ્યે યુદ્ધના,
બાણ ધનુષ્ય છોડીને, થૈ શોકાતુર મનમા-૪૭

**અધ્યાય ૧ લો સમાપ્ત.**

# अध्याय बीजो.

સાંખ્યયોગ

सजय उवाच।

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥

તે પ્રકારે દયા યુક્ત, નેત્રે આંસુવાળો પૂર્ણ,
ખેદ યુક્ત અર્જુનને, કહ્યા કૃષ્ણે આ વચન-૧

श्री कृष्ण उवाच ।

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥

મોહ દુઃખ તને ક્યાથી, કવખતે સામે ઉભુ,
અનાર્ય અસ્વર્ગીય, અર્જુન ! અપકીર્તિનુ-૨

क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥

અર્જુન ! થા ન કાયર, એતો તને ઘટે નહિ,
તુચ્છ મન નિર્બળતા, છોડી ઉભો તું થા અહીં-૩

अर्जुन उवाच।

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥

ભીષ્મ ને દ્રોણ સામે હું, યુદ્ધમાં મધુસુદન
બાણો વડે લડું કેમ, બેઉ સામે પૂજનીય-૪

गुरूनहत्वा हि महानुभावान् ।
श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।

हत्वार्थकामांस्तु गुरूनिहैव
भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ॥

ગુરુ હણી એ મહા ભાવવાળા,
મારે થવું આ જગે ભીખવાળા,
ગુરુ હણી એ, મુજ સ્વાર્થ માટે,
રુધીર ભીના શું [illegible] ભોગ માટે ૫

न चैतद्विद्मः कतरन्नो गरीयो ।
यद्वा जयेम यदि वा नो जयेयुः ।
यानेव हत्वा न जिजीविषाम-
स्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥

ન જાણીએ આ અમે કોણ શ્રેષ્ઠ,
જીત્યે અમે કે અમને જીતેજ,
ન એને હણી જીવવાની ઇચ્છા,
તે કૌરવો આ મો સામેજ ઉભા, ૬

कार्पण्यदोषोपहतस्वभावः ।
पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे ।
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥

કાર્પણ્ય દોષે હું સ્વભાવ નષ્ટ,
તને પુછું હું ચિત્ત ધર્મ મૂઢ,
નક્કી કહો જે મને હોય સારું,
હું શિષ્ય શરણાગત બોધ મારું ૭

न हि प्रपश्यामि ममापनुद्या-
द्यच्छोकमुच्छोषणमिंद्रियाणाम् ।

अवाप्य भूमावसपत्नमृद्धं ।
राज्यं सुराणामपि चाधिपत्यम् ॥

મળે નિષ્કંટક રાજ્ય તોપણ,
અને દેવાધિપતિ હું કદિ પણ,
એવો ન જોઉં હું કંઇ ઉપાય,
શોક ઇંદ્રિ દમન દૂર થાય ૮

सजय उवाच ।

एवमुक्त्वा हृषीकेशं गुडाकेश परतपः ।
न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह ॥

શ્રીકૃષ્ણને કહી એવું, હે ધૃતરાષ્ટ્ર! અર્જુને,
"હું તો નહિ લડું" કૃષ્ણ! ચુપ થૈ ગયો કહીને-૯

**तमुवाच हृषीकेश प्रहसन्निव भारत ।**
**सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः ॥**

તેને કહ્યું હૃષીકેશે, સહેજ હસી ભારત હે !
બન્ને સેના મધ્ય ઉભી, શોકાતુર અર્જુનને-૧૦

**श्री कृष्ण उवाच—**

**अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।**
**गतासूनगतासूंश्च नानुशोचन्ति पंडिताः ॥**
અશોચ્યનો તું શોચ, ને ડાહી વાતો તું કરે,
જીવતા કે મરેલાનો, શોચ પંડિતો ના કરે-૧૧

**न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।**
**न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥**
હું, ને તું, કે ન આ નૃપો, હતા "એમ પણ નહિ,"
ને એ રીતે ન આપણે, હવે પછી હૈશું નહિ-૧૨

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा।
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥

દેહીના જેમ આ દેહે, બાળ યુવા વૃદ્ધપણું,
દેહ પ્રાપ્ત થતા બીજો, ધીર મોહે ન તે તણું-૧૩

मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुखदाः।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत॥

માત્રા સ્પર્શ અર્જુન મૈ, શીતોષ્ણ ને સુખદ ખો,
અનિત્ય આવતા જાતા, તે સહ ભારત અહો'-૧૪

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥

જેને એની નહિ પીડા તે નથી નર ઉત્તમા'
સમ સુખે દુખે ધીર, લાયક છે તે મોક્ષના-૧૫

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः॥

સ્થિર અસત્ય જાણ્યુ ન, અથિર પણ સત્યને,
અંત દેખે તત્ત્વદર્શી, પડિન પરખી બેઉને–૧૬

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम्।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति॥

જાણે તેજ અવિનાશી, જેથી વ્યાપ્ત આ બધું છે,
વિનાશ એ અવ્યયનો, કરવા કો ન યોગ્ય છે–૧૭

अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युद्धयस्व भारत॥

અવિનાશી અપ્રમેય, નિત્ય કહ્યા મનુષ્યના,
અંતવાળા શરીરો આ, તો જા અર્જુન યુદ્ધમાં–૧૮

य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ।'

જે જાણે મારનારો તે, તે જે જાણે મરાયલો,
તેઓ બંને ન જાણે તે, ન હર્તા, ન હણાયલો-૧૯

न जायते म्रियते वा कदाचि-
न्नाय भूत्वा भविता वा न भूयः।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो।
न हन्यते हन्यमाने शरीरे ॥

ન જન્મે કંદિ વા ન તે મરે છે
ન એ થયો વા ફરીને થશે એ,
નિત્ય અજન્મા એક રૂપ જુનો,
દેહે ન હણાય હણતા જ તે તો ૨૦

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम् ॥

નિત્ય જાણો અવિનાશી, આત્મા અવ્યય અજન્મા,
એમ તે નર હે પાર્થ ! મારે, કરે કોની હત્યા ૨૧

वासांसि जीर्णानि यथा विहाय ।
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥

વસ્ત્રો જુના જેમ જનો ત્યાગે,
ગ્રહે નવા અન્ય એવે પ્રસંગે,
એ રીતે તજી તે જુના શરીરો,
અન્ય ધારે નવા દેહી વરેણો ૨૨

**नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।**
**न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥**

એને છેદે નહિ શસ્ત્રો, નહિ અગ્નિ બાળી શકે,
ને નહિ ભીંજવે પાણી, વાયુ સુકવી ના શકે-૨૩

**अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।**
**नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥**

અચ્છેદ્ય ને અદાહ્ય એ, અભીન્ય અશોષ્ય નક્કી,
સર્વ વ્યાપી નિત્ય સ્થિર, છે અચળ સનાતની-૨૪

**अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते ।**
**तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥**

અવ્યક્ત એ અચિંત્ય એ, અવિકારી એને કહે,
જાણીને તેથી એને તે તને શોચવું ના ઘટે-૨૫

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम्।
तथापि त्वं महाबाहो नैवं शोचितुमर्हसि ॥।

જો હવે એ નિત્ય જન્મી, તુ જો માને નિત્ય મુવો,
તો પછી હે તને પાર્થ ! ન ઘટે સોચ કરવો ૨૬

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥

જન્મે તેનુ નક્કી મત્યુ, જન્મે મુએલો જો નક્કી,
"ટાળ્યુ ટળે ન" માટે તે, સોચવુ ઘટતુ નથી—૨૭

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥

અવ્યક્ત આદિ છે દેહો, પાર્થ ! મધ્યાવસ્થા પછી,
અવ્યક્ત નાશ છે એમ, ત્યા શુ શોક એનો પછી?૨૮

आश्चर्यवत्पश्यति कश्चिदेन-
माश्चर्यवद्वदति तथैव चान्यः ।
आश्चर्यवच्चैनमन्यः शृणोति
श्रुत्वाऽप्येनं वेद न चैव कश्चित् ।

આશ્ચર્ય સમ જુએ કોઈ એને,
આશ્ચર્ય સમ અન્ય એમે કહે ને,
આશ્ચર્ય સમ સુણે અન્ય એને,
એને કો પણ ન જાણે સુણીને. ૨૯

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ।

આત્મા નિત્ય અનાશી આ, દેહે સવની ભારત।
તેથી પ્રાણી સર્વ માટે સોચ્યનુ અઘટારત–૩૦

**स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ।**
**धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत् क्षत्रियस्य न विद्यते ॥**

ને જોઈ સ્વધર્મ પણ, કંપવું ઘટતું નથી,
ધર્મ યુદ્ધ સમો શ્રેય, બીજું ક્ષત્રીને કાં નથી ૩૧

**यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।**
**सुखिनः क्षत्रियाः पार्थ लभन्ते युद्धमीदृशम् ॥**

અનાયાસે મળેલું ને, ખુલ્લા સ્વર્ગદ્વાર રૂપ,
ક્ષત્રીઓ સુખિયા પાર્થ, મેળવે આવું યુદ્ધ ૩૨

**अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।**
**ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥**

જો જો તું ધર્મરૂપ યુદ્ધ આવું નહિ કરે
તો સ્વધર્મ અને કીર્તિ, ખોળી પાપ તને મળે—૩૩

**अकीर्तिं चापि भूतानि कथयिष्यन्ति तेऽव्ययाम्**
**संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥**

ને યોગે અપકીર્તિની, વાતો તારી મહા બ્રે
માનવીએ વધારે છે, અકીર્તિ સંભાવિતને–૩૪

**भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ।**
**येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ।**

ભયે રણે હટેલો જો, જાણે તુને મહારથી,
ને તેનો તું બહુ માન્ય, લઘુતા પામીશ અતી–૩૫

**अवाच्यवादांश्च बहून् वदिष्यंति तवाहिताः ।**
**निंदंतस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥**

વદુ વેણો ન બોલ્યાના, વદશે તારા શત્રુઓ
નિંદી સામર્થ્ય તારૂં, વધારે બીજું દુઃખ કો? ૩૬

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥

પામે સ્વર્ગ મરાયો તો, વા જીતે તો પૃથ્વી મળે,
તેથી કૌંતેય થા ઉભો, નિશ્ચયવાળો થૈ યુધ્ધે–૩૭

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥

સુખ દુઃખ સમા જાણી, લાભાલાભો જયાજયો,
તેથી યુદ્ધે યુક્ત થા તું, એમાં પાપ લાગે ન હો–૩૮

एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु।
बुद्ध्या युक्तो यया पार्थ कर्मबन्धं प्रहास्यसि ॥

સાંખ્યે તને કહેલી આ, બુદ્ધિ યોગે સુણ હવે,
તું જે બુદ્ધિ વડે યુક્ત, કર્મ બંધન છોડશે–૩૯

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्॥

અફળતા નથી આમા, હરકત ન દીસતી,
આ ધર્મની જરા પણ તરાપ મહા ભયથી-૪૦

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन।
बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम्॥

વ્યવસાયી બુદ્ધિ એક, કુરુનંદન! આ મહીં,
અનંત ભેદ વાળી એ, અવ્યવસાયીની બુદ્ધિ–૪૧

यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः॥

જે આ પુષ્પયુકત વાણી, જન અજ્ઞાની તો કહે,
વેદ વાદાસકત પાર્થ! 'બીજું નથી' એમજ કે'૪૨

**कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।**
**क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥**

કામી સ્વર્ગ પરાયણ, દાતા જન્મ કર્મની
ક્રિયા બહુ પ્રસંગી તે, ભોગ ઐશ્વર્ય માટેજ—૪૩

**भोगैश्वर्यप्रसक्तानां तयाऽपहृतचेतसाम् ।**
**व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥**

તે વડે ભોગ વિનાશ, આસક્તના હીન ચિત્ત,
તેઓની વ્યવસાયી જ, સમાધિમાં બુદ્ધિ નહિ—૪૪

**त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।**
**निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान्**

ત્રિગુણ વિષયી વેદો થા તુ તે ગુણો રહિત
નિર્દ્વંદ્વ સત્વગુણીને નિર્યોગ ક્ષેમ આત્મિક—૪૫

**यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।**
**तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥**

જેમ હેતુ તરસ્યાનો, પુણ થાય જળાશયે,
તેમ જાણો સર્વ વેદે, બ્રહ્મજ્ઞાનીનો હેતુ એ-૪૬

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**
**मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥**

કર્મ માંજ અધિકાર, તારો ક્યાપિ ન ફળે,
ન-કર્મ-ફળ-હેતુ થા, સગી યે ન તુ અકર્મે-૪૭

**योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।**
**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते**

યોગે રૈ'લ કરે કર્મો, સંગ છોડી અર્જુન હે '
સમસિદ્ધિ અસિદ્ધિ થૈ, તે સમત્વને યોગ કે'-૪૮

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥

ઉતરતુ કર્મ બીજુ બુદ્ધિયોગે ધનજ્ય,
શરણ ગોધ બુદ્ધિનુ, ફળ હેતુઓ કૃપણ ૪૯

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम्

છોડે અહી બુદ્ધિ યુક્ત, સુકૃત દુષ્કૃત બને
તેથી તુ યોગ માટે જા, કર્મે કુશળ યોગ તે-૫૦

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिण ।
जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥

કર્મે થતા બુદ્ધિયોગી, ડાહ્યા ફળ તજી નિશ્ચે,
જન્મ બધન નિર્મુક્તા, જાય જે નિર્દોષ પદે-૫૧

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥

જ્યારે તારી બુદ્ધિ તરી, મોહ કાદવને જશે,
ત્યારે સુણ્યું સુણીશ જે, તેનો વૈરાગી તું થશે—૫૨

श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ।

બુદ્ધિ અધિક જ્ઞાનાળી, જ્યારે તારી દૃઢ થશે,
અચળ ને સમાધિસ્ત બુદ્ધિ યોગે ત્યારે જશે—૫૩

अर्जुन उवाच ।

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ।

સ્થિત પ્રજ્ઞ સમાધિસ્ત, તણી શી ચેષ્ટા કૃષ્ણ છે?
સ્થિત બુદ્ધિ શું બોલે? ને, ક્યાં હોય? કેમ વરતે?—૫૪

श्री कृष्ण उवाच ।

प्रजहाति यदा कामान् सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥

કામનાઓ તજે જ્યારે, સર્વ મનની પાર્થ હું'
આત્મામાં પ્રસન્ન આત્મામાં, સ્થિત જ્ઞાની તેને કહું—૫૫

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥

દુઃખે મન અનુદ્વેગી, સુખે જેની સ્પૃહા જ ને,
ન ભય ક્રોધ ને પ્રીતિ, તે છે સ્થિત મુનિ રજની—૫૬

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

જે સર્વત્ર અસ્નેહાળ, તે શુભાશુભ પામીને,
ન વખાણે ન નીંદે જે, તેની સ્થિરજ બુદ્ધિ છે—૫૭

**यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।**
**इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥**

જ્યાં સંકેલે તે આ, કૂર્મ અંગ પેઠે સર્વ,
ઇંદ્રિયો ઇંદ્રિના અર્થે તેની બુદ્ધિ પ્રતિષ્ઠિત-૫૮

**विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।**
**रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥**

નિવર્તે વિષયો થાયે, નિરાહારી મનુષ્યના
પણ રસ ટળી જાય, બ્રહ્મ જોઈ રસ વિના ૫૯

**यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।**
**इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥**

પણ યત્ન કરતા પાર્થ! બુદ્ધિમાન નરની યે,
ઇંદ્રિયો બળવાન સો, પરાણે હરે મનને-૬૦

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः।
वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता।

તે બધી રોકીને થાતું, જોડાઈ હું પરાયણ,
વશ નક્કી ઇંદ્રિ જેની, તેની બુદ્ધિ પ્રતિષ્ઠિત-૬૧

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते

ચિન્તવે વિષયો દેહી, સંગ તે માંહે ત્યજે,
સંગથી ઉપજે કામ, કામે ક્રોધ ઉદ્દભવે-૬૨

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति॥

ક્રોધથી થાય સંમોહ, સ્મૃતિ ભ્રમ સંમોહથી
સ્મૃતિભ્રંશે બુદ્ધિનાશ, મરે જ બુદ્ધિ નાશથી-૬૩

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥

રાગ દ્વેષ રહિત જે, વિષયોને આચરતો,
આત્મવશ ઇંદ્રિવડે, ચિત્ત શુધ્ધિ તે પામતો-૬૪

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥

સર્વ દુખ પ્રસાદેથી, હરણ તેના થાય છે,
પ્રસન ચિત્તની નક્કી, બુધિ સ્થિરજ થાય છે-૬૫

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शान्तिरशांतस्य कुतः सुखम् ॥

અયુક્તને નથી બુધ્ધિ, ન અયોગને ભાવના,
અભાવીને નથી શાન્તિ, તે અશાન્તને સુખ ક્યાં ?-૬૬

इद्रियाणां हि चरता यन्मनोऽनुविधीयते ।

तदस्य हरति प्रज्ञा वायुर्नावमिवाभसि ॥

ઇંદ્રિયો રખડે તેમાં જો મન નાખું પ્રેરતો,

તેની બુદ્ધિ હરે તેમ, વા જળે નાવ હરતો—૬૭

तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।

इन्द्रियाणीद्रियार्थभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

તેથી જેની મહાબાહો સર્વગીત વશ કરી,

ઇંદ્રિયો ઇંદ્રિયો અર્થ તેની બુદ્ધિ સ્થિર છતી ૬૮

या निशा सर्वभूताना तस्यां जागर्ति संयमी।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः॥

જે નિશા સવ ભૂતોની, જાગે સયમી તે મહીં,
જેમા જાગે સર્વ ભૂતો, જુએ તેજ નિશા મુની-૬૯

आपूर्यमाणमचलप्रतिष्ठं ।
समुद्रमापः प्रविशन्ति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशन्ति सर्वे ।
स शान्तिमाप्नोति न कामकामी ॥

અચળ પ્રતિષ્ઠિત સ્વય પૂર્ણ,
સમુદ્રે પ્રવેશે જેવાં જ નીર
તેંત્ર પ્રવેશે જેને કામ સર્વ,
તે શાંતિ પામે નવ કામ કામી,-૭૦

विहाय कामान्यः सर्वान् पुमांश्चरति निःस्पृहः।
निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥

છોડીને કામના સર્વ, જે નર નિસ્પૃહ ફરે,
ગર્વિષ્ટ મમમરી ન, શાન્તિ પામેજ નર તે—૭૨

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति।
स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति॥

અબ્રાહ્મી સ્થિતિ હે પાર્થ, પામી એમા ન મોહ તો,
અંતકાળે રહી એમા, પામે નિર્વાણ બ્રહ્મ તો—૭૨

અધ્યાય બીજો સમાપ્ત

——o——

# अध्याय त्रीजो.



## કર્મયોગ

अर्जुन उवाच।

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥

શ્રેષ્ઠ હોય કર્મથી જો, બુધ્ધિ તમારે મતે,
ત્યારે ઘોર કર્મે કેમ, કેશવ યોજો છો મને–૧

व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥

એ પ્રમાણે મિશ્ર વાક્યે, મોહો છો મારી બુધ્ધિને,
તો નિશ્ચય કરી એક, કહો જેમા સારૂ થશે–૨

श्रीकृष्ण उवाच ।

लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयाऽनघ
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम्

નિષ્ઠા દ્વિજાતિ આ લોકે, પૂર્વે નિષ્પાપ મે કહી,
સાંખ્યોની જ્ઞાન યોગથી, કર્મ યોગેથી યોગીની—૩

न कर्मणामनारंभान् नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धि समधिगच्छति ॥

કર્મ તણા વિના ત્યાગ, નૈષ્કર્મ ભોગવે નરા,
અને માત્રજ સન્યાસે, ન સિધ્ધિને પામતુ નરા—૪

न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥

ક્ષણ પણ ન કોઈ યે, કર્મ કર્યા વિના રહે
અવશ્ય કરાય કર્મ, સૌ પ્રકૃતિ ગુણો વડે—૫

**कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।**
**इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥**

એ રીતે જે કર્મેંદ્રિયો, સ્મરતો મનથી રહે,
ઇંદ્રિયાર્થો વિમૂઢાત્મા કહેવાય મિથ્યાચારી તે—૬

**यस्त्विंद्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।**
**कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥**

ને જે મન વડે ઇંદ્રિ, આરંભે વશ રાખીને
કર્મયોગ કર્મેંદ્રિયે પાર્થ અસક્ત તે વધે ૭

**नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।**
**शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥**

કર તું નિયમે કર્મ, કર્મ શ્રેષ્ઠ અકર્મથી,
દેહયાત્રા ન તારી એ, સિદ્ધ પામે અકર્મથી—૮

**यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।**
**तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचर ॥**

અજ્ઞાર્થેથી બીજા કર્મો, અહી બંધન રૂપ છે,
હે કૌંતેય કર્મ તેથી, સંગ વિના સુઆચરે-૯

**सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।**
**अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥**

યજ્ઞ સાથે પ્રજા સર્જી, પુર્વે બોલ્યા પ્રજા પતિ,
આથી નિજ કરો વૃધ્ધિ, તે પુરો ઇચ્છા મનની ૧૦

**देवान्भावयतानेन ते देवा भावयंतु वः ।**
**परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥**

આ વડે સંતુષ્ટ દેવો, સંતોષે દેવ તમને,
પરસ્પર સંતુષ્ટતા, પામે પરમ શ્રેયને-૧૧

**इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः।**
**तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः॥**

તમને ઇષ્ટ ભોગો દે, નિશ્ચે દેવ તૃપ્ત થશે,
અર્પ્યા વિનાજ આપેલું, ભોગવતા તે ચોર છે–૧૨

**यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः।**
**भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात्॥**

જમનારા યજ્ઞ શેષ, છૂટે સતો સૌ પાપથી,
ખાય છે પાપ તેઓજ, પાપી રાંધે પોતા થકી-૧૩

**अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः।**
**यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः॥**

અન્નથી થાય છે ભૂતો, અન્ન વરસાદે બને,
યજ્ઞથી વરસે મેહ, યજ્ઞ કર્મે ઉદ્ભવે–૧૪

कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥

સેતુ બ્રહ્મથી કર્મ, જાણ બ્રહ્મ અક્ષરથી
માટે બ્રહ્મ સર્વ વ્યાપી, નિત્ય રહ્યું યજ્ઞ થકી- ૫

एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति ॥

ચાલતુ એમ તે ચક્ર, ન અનુસરે જે અહી
અઘાયુ ઇદ્રિ આરામી અમથો જીવે પાર્થ ૧૬

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥

જે હોય આત્મરંગીને આત્મતૃપ્ત જે માનવી,
ને સંતુષ્ટજ આત્મામાં, કાર્ય તેને કંઈ નથી-૧૭

नैव तस्य कृतेनार्थो नाकृतनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥

અર્થ કાર્ય નથી તેને, અકૃત ન કશું અહીં,
અને એનો સર્વ ભૂતે, અર્થ આશ્રય કોઈ ને-૧૮

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥

માટે નિત્ય અસક્ત થૈ કર કાર્ય સમજીને
અસક્ત આચરે કર્મ, પામે પરમ નર તે-૧૯

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥

કર્મથી સંસિદ્ધિને જ, પામેલા જનકાદિ જે,
લોક સંગ્રહ જોતાં યે, કરવા તે ઘટે તને-૨૦

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥

જે જે મોટા કરે તેવુ, તે તે જ બીજા આચરે,
જે પ્રમાણે કરે તેઓ, લોક તેને અનુસરે–૨૧

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥

હે પાર્થ ! ન કર્મ મારૂ, કાંઈ પણ ત્રિલોકમા,
અપ્રાપ્ત મેળવવાનુ, ન તોય વર્તુ કર્મમા-૨૨

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः ।
मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः ॥

કદાપી હુ કરૂ ન જો, કર્મ ગફલતે રહી,
અનુસરે રસ્તે મારે હે પાર્થ ! સર્વ માનવી-૨૩

**उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।**
**संकरस्य च कर्ता स्यामुपहन्यामिमा प्रजाः**

નાશ આ લોક પામશે, જો હુ કર્મ ન કરૂ તો,
વર્ણસંકરનો કર્તા, થાઉં હર્તા પ્રજા તણો—૨૪

**सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।**
**कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥**

આસક્ત કર્મમા મંદ, જેમ હે ભારત ! કરે,
કરે છે અસક્ત જ્ઞાની, લોક કલ્યાણ ઇચ્છિને—૨૫

**न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।**
**जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥**

ન કરવો બુધ્ધિ ભેદ, અજ્ઞાનિ કર્મ સગીનો,
જોડાવવા કર્મે સૌને, વિદ્વાને સુઆચરી હો—૨૬

**प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।**
**अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥**

પ્રકૃતિથી થતા ગુણો, સર્વ પ્રત્યેક કર્મો,
મૂઢ આત્મા અહંકારે, "હું કર્તા એમ માનતો–૨૭

**तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।**
**गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते ॥**

તત્વવેત્તા મહાબાહો ગુણ કર્મ વિભાગના,
ગુણોમાં વર્તતે ગુણો, એમ માની જોડાય ના–૨૮

**प्रकृतेर्गुणसंमूढाः सज्जंते गुणकर्मसु ।**
**तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत् ॥**

પ્રકૃતિ ગુણ સમૂઢા જોડાય ગુણ કર્મમાં,
તેમાં મંદ અજ્ઞાનીને, જ્ઞાનીએ ન ચળાવવા–૨૯

**मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा**
**निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः**

મારામાં જ સર્વ કર્મો, સમર્પી અધ્યાત્મ ચિત્ત
આશાને મમતા તાપ, વગરનો થઈ જા યુદ્ધે-૩૦

**ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ।**
**श्रद्धावंतोऽनसूयंतो मुच्यते तेऽपि कर्मभिः ॥**

નિત્ય જે મત આ મારો, માણસો જે અનુસરે,
શ્રદ્ધાવાળા અદોષિઓ, તેઓ યે મુક્ત કર્મે-૩૧

**ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठंति मे मतम् ।**
**सर्वज्ञानविमूढास्तान्विद्धि नष्टानचेतसः ॥**

છે જે ખરેખરા દ્વેષી, ને વર્તે ન મારા મતે
સૌ જ્ઞાન વિમૂઢા તેઓ, જાણ અચેત નષ્ટ તે-૩૨

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ॥

એ માફક કરે ચેષ્ટા, જ્ઞાની પણ સ્વપ્રકૃતિયે,
પ્રકૃતિમાં ભૂતો જાયે, તો તેનું નિગ્રહ શું કરે?–૩૩

इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥

ઇંદ્રિયના ઇંદ્રિયાર્થે, રાગ દ્વેષ સ્વભાવિ છે,
તે બે ને વશ થાવું ન, આના લુટારા બેઉ છે–૩૪

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥

વિગુણી સ્વધર્મ સારો, સુસેવ્યા પરધર્મથી,
સ્વધર્મે મરવું સારૂ, પરધર્મ છે બીભયી–૩૫

अर्जुन उवाच ।

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥

પ્રેરાએલ હરે કોથી, પાપ મનુષ્ય આ કરે,
ન ઇચ્છતા છતાં કૃષ્ણ પ્રેરાય જાણે કેના બળે-૩૬

श्रीकृष्ण उवाच ।

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥

એજ કામ અને ક્રોધ, થયેલા રજોગુણથી,
ખૌ ખાધરા મહાપાપી, જાણ વેરી એને અહીં-૩૭

धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥

ઢંકાય અગ્નિ ધુમાડે, જેમ દર્પણ ધુળથી,
ને ઢાંકેલ ગર્ભ ઓરે ઢંક્યુ તેમ આ નકી-૩૮

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च ॥

ઢંક્યુ જ્ઞાન જ્ઞાનીના એ કામ રુપી શત્રુથી
હે કોંતેય ! અને નિત્ય ન પુરાએલ અગ્નિથી-૩૯

इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥

ઇંદ્રિયો મનને બુધ્ધિ, કેવાય તેના સ્થાન જે,
એ વડે મોહ કરે તે, દેહીનુ જ્ઞાન ઢાંકીને ૪૦

तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥

તે માટે તું ઇંદ્રિયોને, પ્રથમ વશ કરી મો,
જ્ઞાન વિજ્ઞાન હર્તા, પાર્થ ! માર તે પાપી આ ૪૧

इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥

ઇંદ્રિયો ઉપરી કહી, ઇંદ્રિથી ઉપર મન,
મનથી ઉપરી બુદ્ધિ, ને બુદ્ધિથી તે ઉપર ૪૨

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥

એમ બુદ્ધિ પરા જાણી, રોકી મન પોતા વડે,
માર અર્જુન તે શત્રુ, અજીત કામ રૂપી જે-૪૩

અધ્યાય ત્રીજો સમાપ્ત

# अध्याय चोथो.



## જ્ઞાનના વિભાગનો યોગ

**श्री कृष्ण उवाच।**

**इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम्।**
**विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत्॥**

યોગ જે આ અવિનાશી, સૂર્યે પર્વ કહેલ છે,
સૂર્યે કહ્યો મનુને જે, તેણે કહ્યા ઇક્ષ્વાકુને-૧

**एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः।**
**स कालेनेह महता योगो नष्टः परंतप॥**

મળેલો પરંપરાથી, તે રાજર્ષિઓ જાણતા
નષ્ટ થયો ઘણા કાળે, અહીંથી પાર્થ યોગ આ-૨

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥

તેજ આજ તુને મે આ, કહ્યો યોગ પુરાતની,
ભક્ત ને છે સખા માટે શ્રેષ્ઠ રહસ્ય આ વળી-૩

अर्जुन उवाच ।

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥

જન્મ પ્રથમ સૂર્યનો પછીથી આપનો થયો,
કેમ આ હુ શકુ જાણી, એમ આપે પે'લા કહ્યો-૪

श्री कृष्ण उवाच ।

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥

બહુ જન્મો ગયેલા છે, મારા તારા અર્જુન ! હો
હુ જાણુ છુ સર્વ તેને, નહિ પાર્થ ! તુ જાણતો-૫

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥

અજન્મ ને અમર્ણ હુ, ને ભૂતોનો ઇશ્વર હુ,
સ્વપ્રકૃતિ ધરીને હુ, આત્મભાવે જન્મુજ છુ-૬

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम्

જ્યારે જ્યારે ધર્મ ગ્લાની, હુ પરંતપ ! થાય છે,
ને ઉપાડો અધર્મનો, ત્યારે સર્જુ હુ ખુદને-૭

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥**

સાધુઓના ઉદ્ધારાર્થે, દુષ્ટોના નાશ કારણે
ધર્મ સંસ્થાપવા માટે, હું જન્મું છું યુગે યુગે–૮

**जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।**
**त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन॥**

જન્મ અને કર્મ મારાં દીવ્ય જાણે જે આ રીતે,
પુનર્જન્મ નથી પાર્થ !, તજી દેહ મને મળે–૯

**वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।**
**बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥**

રાગ ભય વિના ક્રોધ, મુજ આશ્રિત હું મય,
જ્ઞાન તપ વડે બહુ, પામ્યા મદ્ભાવ પવિત્ર–૧૦

ये यथा मां प्रपद्यते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥

મને જેમ ભજે જેઓ તેમ તેને ફળું હું,
વર્તે છે મુજ માર્ગે જે, એ પ્રમાણે પાર્થ સહુ–૧૧

कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥

કર્મસિદ્ધિ ઇચ્છનારા પુજે દેવતાને અહીં,
કે તેથી તુર્ત આ લોકે, થાય સિદ્ધિ કર્મે થતી–૧૨

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥

ચાર વર્ણ સૃજેલા મે ભેદથી ગુણ કર્મએ
તેનો કર્તા મને જાણે, અવ્યય અકર્તા અને–૧૩

न मां कर्माणि लिपन्ति न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बद्ध्यते॥

મને કર્મો નહિ લેપે, કર્મ સ્પૃહા નથી મને,
એમ જાણે મને જેઓ, કર્મે નહિ બધાય તે-૧૪

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतर कृतम् ॥

એમ જાણી કર્યું કર્મ, પર્વ ગે મુમુક્ષુ વડે,
માટે કર કર્મ તુ ગે, કરેલ પાવ પર્વજો-૧૫

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्

કર્મ ને અકર્મ શુ છે? ત્યા કવિયો મુજાય છે,
કહુ છુ તે કર્મ તુને, જાણી અશુભે તુ છુટે-૧૬

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥

જાણવું કર્મને પણ ને જાણવું વિકર્મ યે,
જાણવું યે અકર્મને, કર્મગતિ ગહન છે-૧૭

कर्मण्यकर्म यः पश्येदकर्माणि च कर्म यः ।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥

કર્માકર્મ જુએ જેઓ અને કર્મ અકર્મમાં
તે ડાહ્યો છે મનુષ્યોમાં, યોગી ને સા કર્મ કર્તા-૧૮

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥

જેના સર્વે સમારંભો, કામ સંકલ્પ વિણ છે
જ્ઞાનાગ્નિથી બળ્યાં કર્મો ડાહ્યા તેને જ્ઞાનિ કહે-૧૯

त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥

કર્મફળ તજી સંગ, જે સંતુષ્ટ નિરાશ્રયી,
મચ્યો રહે કર્મ માંહી, તે કાંઈ કરતો નથી ૨૦

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥

નિરાશી જે ચિત્ત આત્મા, સર્વ પરિગ્રહ તજી,
દેહી કર્મ કરે માત્ર, પામતો પાપ તે નથી-૨૧

यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वाऽपि न निबद्ध्यते

લાભે તૃપ્ત અનાયાસે, અદ્રંદ્રી ને વિમત્સર,
સમાન સિધ્ધિ અસિધ્ધિ, કરે પણ બંધાય ન-૨૨

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥

સંગ ગયેન મુક્ત તે, જ્ઞાને જેનું સ્થાપ્યું મન,
યજ્ઞ માટે કરે કર્મો, પામે સર્વ કર્મ ક્ષય-૨૩

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥

બ્રહ્માર્પણ બ્રહ્માગ્નિમાં હોમેલું હવી બ્રહ્મ છે,
બ્રહ્મને તે વડે પામે, બ્રહ્મકર્મ સમાધિએ-૨૪

दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥

હરિ યજ્ઞ બીજા કોઈ, એમ ઉપાસે યોગીઓ,
બ્રહ્મરૂપ ગણી અગ્નિ, હોમે યજ્ઞે તે યજ્ઞ કો-૨૫

श्रोत्रादीनीद्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति।
शब्दादीन्विषयानन्य इन्द्रियाग्निषु जुह्वति॥

કો રોત્રાદિ ઇંદ્રિયોને, હોમે સયમ અગ્નિમા,
શબ્દના વિષયો બીજા, હોમે ઇન્દ્રિય અગ્નિમા-૨૬

सर्वाणीद्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥

સૌ ઇંદ્રિય કર્મો હોમે, પ્રાણ કર્મો બીજા વળી,
આત્મ સયમ યોગનો, જ્ઞાન દીપ્ય અગ્નિ મહી-૨૭

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे ।
स्वाध्याययज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥

દ્રવ્યયજ્ઞ તપોયજ્ઞ, તેમ બીજા યોગ યજ્ઞ,
કરે સ્વાધ્યાય જ્ઞાન યજ્ઞ, યોગીઓ દ્રઢ વૃત્તિજ-૨૮

**अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथापरे ।**
**प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥**

પ્રાણ હોમે અપાને ને, તેમ પ્રાણે અપાન કો,
પ્રાણાપાન ગતિ રૂંધી, પ્રાણાયામ પરાયણો-૨૯

**अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।**
**सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥**

બીજા કોઈ મિતાહારી, હોમે પ્રાણો પ્રાણમાં
એ બધા યે યજ્ઞ જ્ઞાતા, યજ્ઞે ટાળેલ પાપના-૩૦

**यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।**
**नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥**

યજ્ઞ શેષામૃત ખાતા, બ્રહ્મ સનાતન પામતા,
અયજ્ઞનો ન આ લોક, તો પછી પાર્થ ! અન્ય ક્યાં? ૩૧

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥

બહુ વિધિ યજ્ઞો એમ, વિસ્તારે સૌ વદે મુખે,
જાણ તે સૌ થતા કર્મે, જાણી મોક્ષ મળે સુખે-૩૨

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥

દ્રવ્યમયયજ્ઞથી છે, શ્રેષ્ઠ પાર્થ જ્ઞાનયજ્ઞ,
સંપૂર્ણ સૌ કર્મ પાર્થ, જ્ઞાને પુરા સમાપ્તજ-૩૩

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥

જાણ તેને પ્રણિપાતો, સેવો ફરી પ્રશ્નો કરી,
કરી જ્ઞાન ઉપદેશ, જ્ઞાનીઓ ને તત્વદર્શી-૩૪

यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पाण्डव ।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥

સર્વ જાણી ફરી મોહ, પાર્થ તુ ન પામતો
એ વડે સર્વ ભૂતો છે, તુમાં, હુમાં, નિહાળતો-૩૫

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥

પણ જો તુ સર્વ પાપે, પાતકી અતીશ જો,
સર્વસ્વ જ્ઞાન નૌકાથી, તરે તુ દુઃખ સિંધુ તો-૩૬

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥

દીપ્ત અગ્નિ કરે ભસ્મ, જેમ અર્જુન કાષ્ટને,
જ્ઞાનરૂપી અગ્નિ તેમ, ભસ્મ કરે સૌ કર્મને-૩૭

न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥

જ્ઞાન સમુ નહિ કોઇ, જણાયુ પવિત્ર અહીં,
તે પોતે યોગ સિદ્ધ, આત્મા મેળવે કોઇ દી-૩૮

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥

મેળવે જ્ઞાન શ્રધાળુ, ને તેમા મન સયમી,
મેળવી જ્ઞાન શાન્તિને, પામે પરમ જલદી-૩૯

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः

અશ્ર'ધાળુ અજ્ઞાની ને, સશયી પામેજ નષ્ટ,
ન આ લોકે ન બીજા યે, સશયાત્માને સુખજ-૪૦

**योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।**
**आत्मवंतं न कर्माणि निबध्नंति धनंजय ॥**

યોગથી કર્મ સન્યાસી, જ્ઞાને ગયા સૌ સશયો
ન બાંધે કર્મ અર્જુન ! એવા આત્મવાનને તો-૪૧

**तस्माटज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।**
**छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥**

અજ્ઞાનથી થતા તેથી, સશય નીજ હૃદયે,
જ્ઞાન ખડ્ગ વડે કાપી, પાર્થ તુ ઉઠ યોગ બે ૪૨

અધ્યાય ચોથો સમાપ્ત

—— ० ——

# अध्याय पांचमो.

---

કર્મસન્યાસયોગ

अर्जुन उवाच ।

सन्यासं कर्मणां कृष्ण पुनर्योग च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥

કર્મ સન્યાસ હે કૃષ્ણ! યોગ ફરી વદો અને,
એમાંથી શ્રેય જે છે તે, નિશ્ચે કરી કહો મને-૧

श्री कृष्ण उवाच ।

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥

સન્યાસ ને કર્મયોગ, શ્રેયકારક છે બન્ને,
તેમાં યે કર્મયોગ તો, કર્મ સન્યાસથી ચઢે-૨

ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न काङ्क्षति ।
निर्द्वन्द्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥

જ્ઞાતા તે નિત્ય સન્યાસી, દ્વેષી અને લોભી નથી,
નિર્દ્વન્દ્વી જે મહાબાહો, સુખે જાય બન્ધ છૂટી-૩

सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पंडिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥

જુદા સાંખ્ય અને યોગ, કહે બાળ, ન પંડિતો,
એકે રહેતાં સુ-રીતે, તે લહે બેઉના ફળો-૪

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एक सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥

સાંખ્ય વડે મળે સ્થાન, તેજ મળે છે યોગથી,
એક સાંખ્ય અને યોગ, જુએ જે, તે દીર્ઘદ્રષ્ટી-૫

संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥

સંન્યાસ તો મહાબાહો, અયોગી હેનાર દુઃખ,
યોગ યુક્ત મુનિ પામે, બ્રહ્મ તે વિલંબ વિણ-૬

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥

વિશુદ્ધ મનનો યોગી મન બુદ્ધિ જેણે જીત્યા,
સૌ ભૂતે જે જુએ આત્મા લેપાય ન કર્તા છતા-૭

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यञ्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन्

એમ હું ન કરું કંઈ ન, ઠીક તત્વજ્ઞ માનતો,
જોય, સુણે, અડે, સૂંઘે, હીંડે, ઊંઘે ખાતો છતો,-૮

**प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।**
**इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥**

વદે છોડે, ગ્રહે ગ્રામ, આંખ ખોલે ને મીંચતો,
ઇંદ્રિયો ઇંદ્રિના અર્થે, વર્તે છે એમ ધારતો-૯

**ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः**
**लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥**

બ્રહ્માપણ કરી કર્મો, સંગ છોડીને જે કરે,
કમળ પત્રની જેમ, લપાતો ન પાપ પુણ્યે-૧૦

**कायेन मनसा बुद्ध्या केवलैरिंद्रियैरपि ।**
**योगिनः कर्म कुर्वन्ति संगं त्यक्त्वाऽऽत्मशुद्धये**

કાયા મન બુધ્ધિવડે, જે માત્ર જ ઇંદ્રિવડે,
આત્મ શુદ્ધિ અર્થે યોગી, કર્મ સંગ છોડી કરે-૧૧

युक्तः कर्मफलं त्यक्त्वा शान्तिमाप्नोति नैष्ठिकीम्
अयुक्तः कामकारेण फले सक्तो निबद्ध्यते ॥

કર્મફળ તજી યુક્ત પામે નૈષ્ઠિક શાન્તિને
અયુક્ત કામ હેતુથી, ફળાસક્ત બંધાય છે-૧૨

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥

મનથી બધાં કર્મો તજી વશકર્તા સુખે રહે,
નવદ્વારી પુરે દેહી, ન કરાવે કરે ન તે-૧૩

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥

કરનારા અને કર્મ, લોકના સર્જે પ્રભુ,
કર્મફળ સંયોગ એ, સ્વભાવે વર્તે બધું-૧૪

नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥

કોઈનુ ન કરે પાપ, તેમ ન સુકૃત લે,
અજ્ઞાને જ્ઞાન ઢાંકેલ, મોહ તેમા જીવ અરે-૧૫

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥

અજ્ઞાન જ્ઞાન વડે તો, નાશ પામેલુ જેઓનુ,
તેનુ સત્ય સમુ જ્ઞાન, તે પણ પ્રકાશી રહ્યુ-૧૬

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥

તે છે બુદ્ધિ અને આત્મા, તેનુ શરણ, નિષ્ઠા જેને,
અમરપણું પામે તે, પાપ મુક્ત જ્ઞાનથી જે-૧૭

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥

વિદ્યા વિનયવાળા જે, વિપ્ર ગાય ને હાથીમા,
ચાંડાલ કુતરા માંહે સમાન જોતા પંડિતો-૧૮

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद् ब्रह्मणि ते स्थिताः

જગ જીત્યો અહીં તેથી, મન જેનુ સમ રહ્યુ,
નિર્દોષ સમુ છે બ્રહ્મ, બ્રહ્મ નિષ્ટ તેથી કહ્યુ-૧૯

न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद् ब्रह्मणि स्थितः॥

પ્રિય પામ્યે નહિ રાજી, અપ્રિય પામ્યે દુ ખ ના,
સ્થિર બુદ્ધિ ન મોહેલા, બ્રહ્મજ્ઞ બ્રહ્મનિષ્ટમા -૨૦

**बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ।**
**स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥**

બ્રહ્મ સ્પર્શે અમોહેલા, જાણે છે આત્મ સુખને
બ્રહ્મ યોગીજ આત્મા તે, પામે અક્ષર સુખને-૨૧

**ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।**
**आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः ॥**

જે જે સ્પર્શે થતા ભોગો દુઃખ મૂળ તેઓ જ છે,
આદિ ને અંતવાળામાં, પાર્થ જ્ઞાનિયો ન રમે-૨૨

**शक्नोतीहैव यः सोढुं प्राक्शरीरविमोक्षणात् ।**
**कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥**

સહી શકે જ આ લોકે, દેહ છૂટ્યા અગાઉ જે
કામ ક્રોધે થતા વેગો, યુક્ત સુખ વાળો જ તે-૨૩

**योऽतःसुखोऽतरारामस्तथांतज्योंतिरेव यः ।**
**स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥**

જેના અતર આત્મામા, સુખ આરામ તેજ છે,
તે યોગી બ્રહ્મ નિર્વાણ, બ્રહ્મ થઈ પામે જ છે—૨૪

**लभन्ते ब्रह्मनिर्वाणमृषय क्षीणकल्मषाः ।**
**छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥**

પામે છે બ્રહ્મ નિર્વાણ ઋષિયો પાપ પાવના,
અશકાશીલ ચિદાત્મા ને હિતેચ્છુ સાૈ ભૂતના-૨૫

**कामक्रोधवियुक्ताना यतीनां यतचेतसाम् ।**
**अभितो ब्रह्मनिर्वाण वर्तते विदितात्मनाम् ॥**

કામ ક્રોધે છુટેલા ને, વશ ચિત્તાળા યતીની,
નજીક બ્રહ્મ નિર્વાણ, આત્મવેત્તાની છે ગતિ-૨૬

स्पर्शान्कृत्वा बहिर्बाह्याश्चक्षुश्चैवान्तरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यन्तचारिणौ ॥

સૌ સ્પર્શો કરી દૂર, દૃષ્ટી ભમા મધ્યે કરી,
પ્રાણાપાન રહેલા જે નાસા, તે સમ કરી-૨૭

यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥

મન બુદ્ધિ જીતેંદ્રિય, મોક્ષ પરાયણ મુનિ
ભયેચ્છા ક્રોધ ગયા જેના, તે છે મુક્ત સદા મુની-૨૮

भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदं सर्वभूताना ज्ञात्वा मा शान्तिमृच्छति ॥

તપ ને યજ્ઞના ભોક્તા, ઈશ્વર તે સૌ લોકના,
સુમિત્ર સર્વ ભુતોના શાન્તિ પામે જે જાણતા ૨૯

અધ્યાય પાચમો સમાપ્ત

# अध्याय छठ्ठो.

---

## આત્મસંયમયોગ

### श्री कृष्ण उवाच ।

**अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।**
**स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥**

કર્મ ફળ વિના ઇચ્છા, કાર્ય કર્મ જે જે કરે,
તે સન્યાસી અને યોગી, અગ્નિ ક્રિયા વિના ન તે-૧

**यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाण्डव ।**
**न ह्यसन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥**

સન્યાસ એમ કહેલો, જાણ અર્જુન યોગ તે,
સંકલ્પો ન તજ્યા જેણે, નહિ કોઈ યોગી બને-૨

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥

ચઢેલો યોગમાં મુનિ, કર્મ કારણ કેલ છે,
તે યોગારૂઢનુ શમ, કારણ કહેવાય છે-૩

यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥

ન જ્યારે ઇંદ્રિયાર્થેજ, કે જોડાય કર્મે નહિ
સર્વ સંકલ્પ સંન્યાસી, કહેવાય છે યોગારૂઢી-૪

उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥

તારો મન વડે આત્મા, ડુબાડવો આત્મા નહિ,
બંધુ છે મન આત્માનો, આત્માજ આત્માનો અરી ૫

बन्धुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवात्मना जितः
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥

બન્ધુ પોતેજ પોતાનો, જેણે પોતે જીત્યું મન,
અજીત મનનો પોતે, વર્તે છે તે શત્રુ સમ-૬

जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥

શાન્ત જીતેલ મન તો, સ્વસ્વરૂપે સ્થિર જ છે,
ટાઢ તાપે સુખ દુઃખે માન અપમાને જ તે-૭

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चनः ॥

તૃપ્ત જે જ્ઞાન વિજ્ઞાને અવિકારી જીતેન્દ્રિય,
યુક્ત યોગી કહે તે જે, માટી, પાણે, સોને સમ-૮

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥

શત્રુ મિત્ર ઉદાસીન, મધ્યસ્થ દ્વેષી બંધુમાં,
સાધુને પાપમાં પણ, શ્રેષ્ઠ છે સમબુદ્ધિમાં-૯

योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥

યોગી જોડે નિત્ય આત્મા, એકાંત માંહે બેસીને,
એકલો મન જીતેલો, નિરાશીને અસંતોષી તે-૧૦

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥

પવિત્ર સ્થળમાં સ્થાપી, સ્થિર આસન નિજનું,
ન ઉંચું કે અતિ નીચું, દર્ભ ચર્મ કે વસ્ત્રનું-૧૧

तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः ।
उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥

ત્યાં એકાગ્ર કરી ચિત્ત, રોકી મન ઇંદ્રિ ક્રિયા,
યોગ આત્મ શુદ્ધિ માટે, બેસી આસને સાધવા-૧૨

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥

ડોક માથું સમાં કાયા, સ્થિર અચળ રાખીને,
નાસિકાગ્રે કરી દૃષ્ટી, અને જોતો ન કો દિશે-૧૩

प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः॥

નિડર શાન્ત ચિત્તાળો, રહે બ્રહ્મચર્ય વ્રતે,
વશમની હું ચિત્તાળો, રહે હું યુક્ત શરણે-૧૪

युञ्जन्नेवं सदाऽऽत्मानं योगी नियतमानसः ।
शान्तिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥

આત્મ જોડે સદા એમ, યોગી જે મન નિયમી,
પામે તે શાન્તિ નિર્વાણ, પરમ્ રહેલ હું મહીં-૧૫

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥

ખાધરાને નથી યોગ, અલ્પાહારીને ન વળી,
અતિ જાગે ઉંઘે તેને, પાર્થ યોગ થતો નથી-૧૬

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥

યોગ્ય આહારી વિહારી, કરનારા યુક્ત કર્મ,
યોગ્ય જાગે ઉંઘે તેને, યોગ થાયે દુઃખહર્ણ-૧૭

यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥

નિયમિત ચિત્ત જ્યારે, લાગ્યુ જ આત્મામા રહે,
સૌ કામનાથી નિસ્પૃહ, ત્યારે યુકત કે'વાય તે–૧૮

यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता।
योगिनो यतचितस्य युञ्जतो योगमात्मनः ॥

જેમ દીવો વિના વાયુ, રહેલો હલતો નથી,
યોગી ધ્યાની ચિદાત્માના, યોગની ઉપમા કહી–૧૯

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनाऽऽत्मानं पश्यन्नात्मनि तुष्यति।।

પામે વિરામ જ્યા ચિત્ત, રોકેલુ યોગ સેવવા,
ને એમ મનથી આત્મા, જોઇ સંતોષે આત્મામા-૨૦

सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥

અત્યત સુખ લેવાયે, બુધ્ધિથી ન ઇંદ્રિથી તે,
જાણે છે જ્યા રહેલોજ, તત્ત્વે કરી તે ન ચળે ૨૧

यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते॥

લાભ જે મેળવી બીજો, ન માનેજ તેથી વડો,
રહેલો જે મહી તે ન, ચળે મહા દુખે જ તો-૨૨

तं विद्यादुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोनिर्विण्णचेतसा ॥

દુખ સયોગ વિયોગ, 'યોગ" નામી જાણવુ તે,
તે નિશ્ચય વડે સાધો, અખેદ ચિત્તે યોગ જે-૨૩

**सकल्पप्रभवान्कामास्त्यक्त्वा सर्वानशेषतः ।**
**मनसैवेन्द्रियग्राम विनियम्य समन्ततः ॥**

સકલ્પેથી થતી ઇચ્છા, સપૂર્ણ સર્વ છોડીને,
ઇદ્રિ એમ નથી રોકી, સૌ વિષયોમાથી અને–૨૪

**शनैःशनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।**
**आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिन्तयेत्**

વૈરાગનુ ધીરે ધીરે, ધૈર્ય રાખી બુદ્ધિ વડે,
આત્મામા મન રાખીને, વિચારવુ ન કાઇ યે–૨૫

**यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम् ।**
**ततस्ततो नियम्यैतदात्मन्येव वश नयेत् ॥**

ચચળ અસ્થિર મન, જ્યા જ્યાથી તે જતુ રહે,
ત્યા ત્યાથી વાળીને વશ, આત્મામા કરવુ જ તે–૨૬

प्रशान्तमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शान्तरजसं ब्रह्मभूतमकल्मषम् ॥

યોગી શાન્ત મનનાને, શ્રેષ્ઠ સુખ આવી મળે,
રજોગુણ ગયેલાને, બ્રહ્મભૂત અપાપીને-૨૭

युञ्जन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यन्तं सुखमश्नुते ॥

એમ જોડે સદા આત્મા, જે અપાપી યોગીજ તે,
સુખ પામે અતિ સુખે, બ્રહ્માનંદમા રહ્યુ તે ૨૮

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥

સૌ ભૂતોમા રહ્યા આત્મા, ને સૌ ભૂતો આત્મા મહીં,
યોગથી મુક્ત જુએ જે સમદર્શી અહી તહીં-૨૯

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥

જે સર્વત્ર મને દેખે, ને સૌને મુજમાં જુએ,
નાશ કરું ન હું તેનો, ને તે હણે નહિ મને-૩૦

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥

સર્વ ભૂતે રહેલો હું, જે એકત્વે મને ભજે,
રમે ત્યાં વર્તતાં તોયે, વર્તે મુજમાં યોગી તે-૩૧

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥

સર્વ ઉપમાથી સર્વત્ર, પાર્થ ! સમાન જોય જે,
સુખ કે અથવા દુઃખ, માન્યો પરમ યોગી એ-૩૨

॥ अर्जुन उवाच ॥

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन।
एतस्याहं न पश्यामि चञ्चलत्वात्स्थितिं स्थिराम्

કહ્યો જે આત્મયોગ, સમતાળો શ્રીકૃષ્ણ તે,
સ્થિર સ્થિતિ નથી જોતો તેની હું ચંચળ હઈ-૩૩

चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥

મન ચંચળ છે કૃષ્ણ, ઉદ્વેગી ને દૃઢ બળી,
તેનું હું રોકવું માનું, વાયુ પેઠે સુદુષ્કર-૩૪

॥ श्री कृष्ण उवाच ॥

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥

બેશક હે મહાબાહો, મન ચલ અવશને,
તો અભ્યાસ વડે પાર્થ, ને વૈરાગે ઝલાય છે ૩૫

असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः॥

યોગ અવશ આત્માને, અપ્રાપ્ય છે મારે મને,
વશ મન કર્તા મને, ઉપાયે મેળવી શકે–૩૬

॥ अर्जुन उवाच ॥

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः।
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति॥

શ્રધ્ધાળુ યત્ન ન કર્તા, યોગે ચલિત મનનો,
ન પામી યોગ સંસિધ્ધિ, કૃષ્ણ' તે કો ગતિ જતો ૩૭

कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति।
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि॥

શું કોઈ બેઉ ઠેકાણે, વણસે વાદળા સમો,
અજાણ હે મહાબાહો, અજ્ઞાન પથી બ્રહ્મનો–૩૮

एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥

હે કૃષ્ણ આ શંકા મારી, પૂર્ણ કાઢવા યોગ્ય તું,
આ શંકાને તું થી બીજો, કોઇએ ટાળી ન શકતું-૩૯

॥ श्री कृष्ण उवाच ॥

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥

અહી વા ત્યા નથી પાર્થ, નાશ તેનો જાણ્યો કદી,
ન કો કલ્યાણ કર્તા યે, તાત પામે જ દુર્ગતિ-૪૦

प्राप्य पुण्यकृताँल्लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥

પુણ્યાળુ લોક પામીને, બૌ સમય ત્યા વસીને,
શ્રીમતને ઘરે શુદ્ધ, યોગભ્રષ્ટ જન્મે જ તે-૪૧

अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥

કે બુદ્ધિમાન યોગીના, કૂળમાં જન્મ જાય છે,
મળવા જન્મ આવા તો, અહીં બહુ દુર્લભ છે-૪૨

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥

ત્યાં તેને બુદ્ધિ સંયોગ, પૂર્વ જન્મ કર્મો મળે,
ને પ્રયાસે ફરી પાછો, પાર્થ સિદ્ધિ માટે કરે-૪૩

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥

પૂર્વાભ્યાસ વડે તેથી, તે પરાણે દોરાય છે,
યોગ જીજ્ઞાસુ છતાંયે, ઓળંગે શબ્દ બ્રહ્મ તે-૪૪

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥

મેનતુ ખતિયો યોગી પાપથી પાવન બની,
અનેક જન્મ સુધારી, પામતો તે પરમગતિ-૪૫

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥

તપસ્વિથી વધુ યોગી, ગણાય વધુ જ્ઞાનીથી,
ને કર્મે અધિક યોગી, રહે પાર્થ તે યોગી થૈ ૪૬

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः ॥

યોગીઓ સર્વમા પૈકી, અંતરાત્મા માની મને,
શ્રદ્ધાવાળો ભજે થૈ જે, તે માન્યો શ્રેષ્ઠ યોગી મે-૪૭

અધ્યાય છઠ્ઠો સમાપ્ત.

# अध्याय सातमो.

## જ્ઞાનવિજ્ઞાનયોગ

—— ० ——

॥ श्रीकृष्ण उवाच ॥

मय्यासक्तमनाःपार्थ योगं युञ्जन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यासि तच्छृणु ॥

પાર્થ હુમા અનાસક્ત, યોગ સાધે હુઆશ્રયી,
નિશ્ચ સમગ્ર જે રીતે, મને જાણે, તે લે સુણી-૧

ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥

હું આ જ્ઞાન સવિજ્ઞાને, કહીશ સંપૂર્ણ તુને,
ફરી અહીં ન તે જાણી, જાણવાનુ બાકી રહે-૨

**मनुष्याणा सहस्रेषु कश्चियतति सिद्धये ।**
**यततामपि सिद्धानां कश्चिन्मा वेत्ति तत्त्वतः॥**

મનુષ્યોમા હજારો એ, સિદ્ધિ માટે કોઇ મથે,
સિદ્ધ ઉદ્યોગી પૈકી કો, તત્વથી જાણે છે મને-૩

**भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।**
**अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥**

પૃથ્વિ પાણી અગ્નિ વાયુ, આકાશ મન બુદ્ધિ યે,
ને અહકાર સૌ મારી, આઠ પ્રકૃતિ ભિન્ન છે ૪

**अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।**
**जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥**

બીજી આ તેથી યે મારી, પ્રકૃતિ મોટી જાણ તુ,
જીવરૂપે થઇ પાર્થ, જેણે આ જગ ધારિયુ-૫

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥

આ બે કારણ સૌ ભૂતો, જન્મે છે એમ જાણજે,
હુ છુ જગત આખાનો, જન્મદાતા ને કાળ યે-૬

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥

મારાથી નથી કોઇ યે, વધુ અર્જુન આગળો,
હુમા સર્વ પરોવાયુ, માળાએ જેમ મણકા-૭

रसोऽहमप्सु कौन्तेय प्रभास्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥

જળે રસ હુ પાર્થ છું, સૂર્ય ચદ્રે પ્રકાશ હુ,
વેદે ૐ શબ્દ આકાશે, નરોમા પુરુષત્વ હુ-૮

पुण्यो गन्धः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥

પૃથ્વિમા પવિત્ર ગધ, અને અગ્નિ તેજ હુ,
સૌ ભૂતોમા જીવન હુ છુ તપસ્વિનુ તપ હુ-૯

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥

સૌ ભૂતોનુ સનાતન બીજ પાર્થ જાણ મને,
બુદ્ધિ હુ બુદ્ધિમાનોની, તેજસ્વિનુ તેજ હુ યે-૧૦

बलं बलवतां चाहं कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥

કામ રાગ રહિત છુ, બળ બળવાનનુ હુ,
કામ ધર્મ અવિરુદ્ધ ભૂતોમા હે પાર્થ હુ છુ-૧૧

**ये चैव सात्विका भावा राजसास्तामसाश्च ये।**
**मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि॥**

એમ સાત્વિક ભાવો જે, રાજસી ને તામસી,
જાણ મારા થકી તે છે, ને તેમાં હું હું માં જ તે-૧૨

**त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत्।**
**मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम्॥**

તે ત્રણ ગુણી ભાવેથી, મોહ્યું સર્વ જગત આ,
સુરીતે ન મને જાણે, મન અવ્યય સઉના-૧૩

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।**
**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते॥**

માયા દૈવી ગુણોવાળી, આ મારી છે દુ ખતરી,
જે મારે શરણે આવે, તે માયા જાય છે તરી-૧૪

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥

ન મારે શરણે આવે, મૂઢ ને અધમ નરો,
માયા વડે હતા જ્ઞાની, ને આસુરી ભાવિક કો–૧૫

चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥

ભજે મને ચતુર્જાતિ, ને પાર્થ ! સુકૃતિ જન,
દુખી જીજ્ઞાસુ ને ગર્જી, ને જ્ઞાની ભરતર્ષભ–૧૬

तेषा ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः॥

તેમા જ્ઞાની નિત્ય યુક્ત, અનન્ય ભક્ત છે વધુ,
જ્ઞાનીનો હુ અતિ પ્યારો, ને મને તે પ્રિય બહુ–૧૭

**उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।**
**आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम्**

અને ઉદાર છે સર્વે, જ્ઞાની તો મુજ આત્મયિ,
ને રહેલો જતે યોગી, શ્રેષ્ઠ મુજ ગતિ ભણી-૧૮

**बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां प्रपद्यते ।**
**वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥**

ઘણા જન્મ પછી અંતે, જ્ઞાનવાન પામે મને,
સૌ વાસુદેવ એ જાણે, મહાત્મા વિરલા જ તે-૧૯

**कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः ।**
**तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया॥**

તે તે કામે નષ્ટ જ્ઞાની, લે શર્ણું અન્ય દેવનું,
તે તે નિયમ પાળીને, સ્વેચ્છાએ દોરાઈ બો-૨૦

**यो यो या यां तनु भक्तः श्रद्धयार्चितुमिच्छति।**
**तस्य तस्याचलां श्रद्धा तामेव विदधाम्यहम् ॥**

જે જે ભક્ત જેનુ જેનુ, રૂપ અર્ચે શ્રદ્ધા વડે,
તેમની તે રૂપે શ્ર'ધા, કરૂ અચળ તેની યે–૨૧

**स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।**
**लभते च ततः कामान्मयैव विहितान् हि तान्**

તે તે શ્રદ્ધા વડે રગી, તેનુ આરાધન કરે,
મેળવે કામના તેથી, મે જ પ્રેરેલી તેમને–૨૨

**अन्तवत्त फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।**
**देवान् देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि**

અ તાળુ થાય છે ફળ, તે મદ બુદ્ધિનુ જ તો,
દેવ પુજ્યે મળે દેવ, મારા મને મળે ભક્તો–૨૩

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।
परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥

અબુધો વ્યક્તિ પામેલો, માને મને અવ્યક્તને,
ન મારો ભાવ જાણીને, અવ્યય અનુત્તમ તે-૨૪

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम्

ઢંકાયો યોગ માયાથી, હું ન જણાઉં સર્વને,
મૂઢ લોકો ન જાણે આ, અજન્મા અવ્યય મને-૨૫

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥

જાણું છું હું ગયેલાને, હયાત જે અર્જુન છે,
ને થનારા સર્વ ભૂતો, ન જાણે તે કોઈ મને-૨૬

**इच्छाद्वेषसमुत्थेन द्वन्द्वमोहेन भारत ।**
**सर्वभूतानि संमोहं सर्गे यान्ति परंतप ॥**

ઉપજેલા ઇચ્છા દ્વેષે, ને પાર્થ દ્વન્દ્વ મોહથી,
જન્મ વેળા ભૂતો સર્વ, ઘેરાય પાર્થ મોહથી-૨૭

**येषां त्वन्तगतं पापं जनानां पुण्यकर्मणाम् ।**
**ते द्वन्द्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥**

જેના પાપો અંત પામ્યા, જન જે પૂણ્ય સત્કૃતિ,
નિર્મુકત દ્વન્દ્વ મોહેથી, ભજે દૃઢમતી મને-૨૮

**जरामरणमोक्षाय मामाश्रित्य यतन्ति ये ।**
**ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम्**

જરા મૃત્યુ મુક્તિ માટે, મુજ આશ્રયી જે મથે,
તે જાણે છે બધુ બ્રહ્મ, અધ્યાત્મને ને કર્મને-૨૯

